રમુજી નવલકથા

# ડૉકટર-ધનચક્કર.

પ્રયોજક અને પ્રકાશક

ગોર અંબાલાલ છગનલાલ ઝહેરા.

શીકા. ( સ્ટેટ-ઇડર-મહીકાંઠા. )

સંસાર દર્શન વિનોદિની અને કમલિની; રાણી દુર્માવતી સવિતા, સુશીલા, વિગેરેના કર્તા અને કેટલાંક માસીકોના લેખક.

વિક્રમાબ્દ ૧૯૭૭. પ્રત ૧૦૦૦. ખ્રિસ્તાબ્દ ૧૯૨૦.



શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

કિંમત ફક્ત દસ આના.

# પ્રસ્તાવના.

ડોકટર ઘનચક્કરની બુક વાંચતાં પહેલાં, તમે તમારી ખુરસી પર ટાઇટ બેસજો ચશ્મા ચડાવવાની જરૂરજ નથી. ખુલ્લી રીતે વાંચી શકાશે. આ લખાણુ ન્હાનાં બચ્ચાંઓને પણુ સમજણુ પડી શકે એવું લખવામાં આવ્યું છે. ઘણીવાર અને ઘણાં પુસ્તકોમાં હું બ્હેરો છું એમ છપાવ્યું છે. તોપણુ આપને મારો પરિચય ન હોય તો ક્ષમા કરશો. ચંદ્રકાન્ત, સરસ્વતિચંદ્ર અને વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયારનાં પુસ્તકોમાંની સરળ ભાષા અહિં પણુ લખવામાં આવી છે. રાવ બહાદુર રમણુભાઇ મહિપતરામનું "હાસ્ય મંદીર" પણુ વાંચવા લાયક અને ઉત્તમ છે. એજ સાક્ષરોની ભાષાનું હું અનુકરણુ કરૂં છું. પોએટ ઉર્ફે રાવ કવી (મી. અંબાલાલ)નાં કાવ્યો પણુ વાંચક વર્ગને ઠીક ઠીક મજા પડે તેવાં છે. અમારા ડોકટર—મહેરબાન—ઘનચક્કરભાઇ અને વૈદરાજ, ધોન્ડીબાપંત (ઊંટ વૈદ) નું આ રમુજી પુસ્તક પણુ આપને પસંદ પડશેજ.

જુના–સાહિત્યનાં "ગજરામારૂ અને ગુલબંકાવળી"ની વાર્તાઓ વાંચવા કરતાં નવા લેખો, નવી ચમત્કૃતિઓ અને નવાં બોધદાયક પુસ્તકો વાંચવાથી જ્ઞાનશકિતમાં ઔર વધારો થાય છે. તમો નાટકશાળા કે ઓપેરા હાઉસોમાં રૂપીયા બે રૂપીયાની સીટમાં મજાક મેળવો છો; એ કરતાં તો આઠ દસ આનાની આ બુક ખરીદવામાં તમને ગૃહશ્રંગારમાં ઔર વધારે થશે. તેમજ બ્હેરા લેખકને ઉત્તેજન અર્થે આભારી કર્યો એમ સમજીશ.

આ વાર્તા—નથી હિંદીનો અનુવાદ કે નથી કોઇ બીજા પુસ્તકનો સારાંશ તે ફક્ત મ્હારી શકિતથીજ લખવામાં આવી છે. આ પુસ્તકના વાંચનમાં "સ્નેહબાળા"ની વાર્ત્તા ઉપરથી તમો સમજશો કે હિંદીનો અનુવાદ છે પણુ મને હિંદી પુસ્તકો વાંચવાનો શોખ

વધારે છે. હિંદીના બનારસ ઉપન્યાસ ગ્રંથમાળાનાં પહેલાંજ દર્શન મને વડાગામ નિવાસી રા. રા. ગોર મુળશંકર તરફથી થયાં હતાં. એ ભાઇ સાહિત્યના વિલાસી (મારી ફોઇના દીકરા) છે. એમની લેખન શૈલી પણ ઉત્તમ છે. એટલુંજ કે બહાર પડી પોતાની કલમને જનસમાજમાં અર્પણ કરતા નથી. એનીજ રીતે સાક્ષર લેખકોના સહવાસથી મારા વાંચનમાં દિનપ્રતિદિન વધારોજ કરે જાઉં છું. અને આ વાર્તા મારી મેળેજ લખવામાં આવી છે.

"ગુજરાતી પંચ"ની લાયબ્રેરીમાં હમેશાં વર્તમાનપત્રો વાંચવાં એ મારો નિયમજ છે. રા. રા. સોમાલાલ મંગળદાસ શાહ "ગુજ-રાતી પંચના એડીટર" તરફથી મને લખવા-વાંચવાની જે છુટ બક્ષી છે. તેમનો હું પરમ આભારી છું. તેઓ સાહિત્યના વિલાસી અને લેખનશૈલીમાં કુશળ "એડીટર" છે.

કેશવ હ. શેઠ તે ખડાયતા મિત્રના લેખક તરફથી ઘણાં પુસ્તકો બહાર પાડેલાં છે. એમનું એક ન્હાની બુક "ડોકટર-ઘન-ચક્કર" નામની મને વાંચવા આપી હતી, તે ઉપરથી આ બુકનું નામ પણ એજ રાખવામાં આવ્યું છે. તો એ મહાશયનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છે.

વિવેચકના તંત્રી રા. રા. ધનશંકર હિરાશંકર ત્રિપાઠી, રા. રા. માધવલાલ દલસુખરામ કોઠારી, રા. રા. ભાઇ ચીમનલાલ મંગ-ળદાસ શાહ (સબ એડીટર ગુજરાતી પંચ) એમ ગુજરાતી પંચના સ્ટાફનો પણ આ લેખો પરત્વે આભાર માનું છું.

ધી રાજનગર બુકબાઇન્ડીંગ ફેકટરીના માલીક શાહ ભગુભાઇ છગનલાલ તરફથી બુક બહાર પાડવામાં કિમતી મદદ મળેલી છે. તેમનો પણ આભાર માનું છું. તેઓ ભાઇ મેટ્રીક થએલ છે. મારો ઘણા વખતનો પરીચય એમની સાથે છે. તેમણે વિદેશીય-વસ્તુનો

ત્યાગ કરેલ છે. નેકટાઇ—પીન—એમને પસંદજ નથી. ચાહ એમણે ચાર માસથી બોયકોટ કરેલી છે. સાહિત્યના વિલાસી છે અને ગરીબ લેખકોને સુધારી લેવામાં એમનો ઉમંગ ઠીક-ઠીક છે. આ સ્થાને એટલો લેખ તે બસજ છે.

મારી બાલ્યાવસ્થાના માસ્તર નરસિંહલાલ દેવચંદભાઇ બ્હેરા હાલ હિંમતનગર પ્રેમ પ્રેસના મેનેજર છે. એમના થોડાક શિક્ષણનું આ ફળ છે એટલું તો વાંચકોએ સમજી લેવુંજ અસ્તુ. લેખક.

જન્માષ્ટમી વિક્રમાબ્દ ૧૯૭૬. વડાગામ. (મહીકાંઠા)

---

## વિષયાનુક્રમ.

# ડૉકટર ઘનચક્કર બાટલીદાસ

## અલલટપ્પુનું

## ( ટુંક જીવન ચરિત્ર. )



### પ્રકરણ ૧ લું.

### વર્તમાન પત્રમાં જાહેર ખબર.

જો જો આ વાત મારી નથી. મારી પાડોશમાં રહેતા ઘનચક્કરની છે. હું રમૂજનેજ પસંદ કરૂં છું. રમૂજ, એ એક જ્ઞાન સરીતામાં વ્હેતો આનંદ ઝરો છે. જ્ઞાનને વધારનારી એ એક શક્તિ છે. ત્હેમાં જો વ્હેશમાં રમૂજ હોય તો તે એક ઇશ્વરી બક્ષીસ જ છે.

ઘનચક્કરના પિતાનો વિચાર માત્ર ત્હેને ઉંચી કેળવણી આપી સાહેબો જોડે વાતચીત કરી શકે, એમ કરવાનો હતો. ઘનચક્કર મેટ્રીક ક્લાસમાં હતો એટલામાં તો પિતા દેવશરણ થઈ ગયા. "દૈવની વાત અદ્રશ્ય છે" માણસ ધારે છે શું અને ઇશ્વર કરે છે શું ?—

ઘનચક્કર સબંધી પણ ત્હેવું જ બન્યું. પિતાના અવસાન પછી તો ઘરનો ઉત્તરાધીકારી માત્ર ઘનચક્કર જ હતો. ઇશ્વરે

ત્હેનામાં પહેલાં ગુણ મૂકી અને પછી ઘનચક્કર નામ પાડવું. એમ સંકલના કરી હતી. પિતાના અવસાન પછી જે કાંઇ મિલ્કત હતી ત્હેનો ભોક્તા ધનચક્કર જ હતો. ઘરમાં કોઇથી "ચૂંચાં" બોલી શકાયજ નહિ. કારણુ એ જાતનો એનામાં એક (મેટ્રીક) પાવરજ હતો.

લંડન રહસ્ય તો એણે ઘણીવાર વાંચેલું. એનાં દરેકે દરેક પાનાં આઠ આઠવાર ફેંદલાવી નાખેલાં, હું અંગ્રેજી જાણું છું પણ ઉદ્ધત વર્ત્તન મ્હને પસંદ નથી. વર્ત્તન પસંદ હોય તો તે માત્ર ધનચક્કરને જ હતું. તે ઘણાં એક વર્ત્તમાન પત્રો વિલાયતથી મંગાવતો એ વાંચીને એનાં કેટલાંક જુનાં સડેલાં પાનાં મારા ઘર આગળ ફેંકી દેતો. એ પછી તે છાપાં મારા વાંચવામાં આવતાં. જેમાંની જાહેર ખબરોનેજ હું પસંદ કરતો. અંગ્રેજી વર્ત્તમાન પત્રોમાં કેટલીક "હુન્નર ઉદ્યોગની" કેટલીક વેપાર સબંધની કેટલીક મોહ માયાની તો કેટલીક માનસીક વૃત્તિઓને ખરાબ કરે. એવી જાહેર ખબરો ઘણી હોય છે. આપ અંગ્રેજી જાણતા હોવ અને વાંચી હોય તો તે અનુભવ સિદ્ધ છે. એમ સમજી એ સબંધી વધારે કહેવું ઉચિત્ નથી.

## પ્રકરણ ૨ જું.

## મીસ ડાર્લીંગ.

મીસ ડાર્લીંગ સબંધી મેં એક વર્ત્તમાન પત્રમાં વાંચ્યું હતું તે ફક્ત ધનચક્કરનું નાખી દીધેલું વર્ત્તમાનપત્ર મારી સ્રિ આરા ઘરમાં લાવી હતી. એક ચિતે મેં તે છાપુ વાંચ્યું કે

અંગ્રેજી પરિસ્થિતીના યોગે મારૂં મન ચંચળ થયું. જાહેર ખબર વાંચ્યા પછી તો તે વિષેશ દ્રઢ થયું. અને ડાર્લીંગની હકીકત મારા મગજમાં ઠસી ગઇ. અંતર જુદા જ પ્રકારનુ થઇ ગયું. અને એ જાહેર ખબર હું ઘડી ઘડી વાંચતો એ નામમાંજ એક ખૂબી છે. તો એ મોહિનીમાં રૂપ, ગુણ, અને સૌંદર્ય કેવાં હશે? એ જાહેર ખબરના વિચારોમાંજ મારૂં મન વ્યાંતિ વ્યસ્ત છે. એટલામાંજ ધનચક્કર મ્હારે ઘેર આવ્યો.

ધનચક્કર મ્હારા ઘરમાં આવે એ સ્ત્રિને પસંદ ન્હોતું કારણ ધનચક્કર ઉદ્ધત છે. એમ મારી સ્ત્રિ સમજતી હતી. મેં એને કાંઇ કહ્યું નહિ. એટલામાંજ ધનચક્કર મ્હારી રહામે ખુરશીપર અઢેલીને બેઠો. મેં પૂછ્યું—

ધનચક્કર? આ વર્તમાન પત્ર કયાંથી આવે છે? આમાં ડાર્લીંગની જાહેર ખબર છે. એ ડાર્લીંગ કોણ કોણ હશે? હું પૂંછું છું એટલામાંતો ઝડપથી મારી સ્ત્રિ સાંભળે એમ પાંચ સાત જવાબ ધનચક્કરે દઇ દીધા " શું નથી જાણતા?"

ડાર્લીંગ એ એક મોહક પરીજાન છે. એ નાચવા વાળી છે. નાટકની એકટ્રેસ છે. ઘણા લોકો એને ત્યાં જાય છે. ભલભલાઓને એની ખુશામદ પસંદ છે બસ શું કહેવડાવો છો? છેવટે મારા કાનમાં પણ કંઇક ધીમેધીમે ધનચક્કરે કહ્યું જે મારી સ્ત્રિ એક કોરે કાન માંડીને સાંભળતી હતી. કારણ તે બડી ચાલાક અને ચબરાક હતી એટલામાંજ બહારથી અવાજ સભળાયો ધનચક્કર? ધનચક્કર!

ઓજી? આવ્યોજી? એમ કહેતાં તે ઉઠયો. કારણ ધનચક્કરની માતા એને બોલાવતી હતી. હું પણ એની સાથે ગયો, મારે ડાર્લીંગ સબંધીની વિષેશ હકીકત મેળવવાની હતી.

અમો ગયા, કે માતાએ કહ્યું:—બેટા ! ઘરનો સર્વે કારભાર ત્હારા ઉપરજ છે. ત્હારા પિતા ત્હને બાલ્યાવસ્થામાંજ મૂકી ગુજરી ગયા તોપણ હવે તું પાકટ બુદ્ધિનો છે, ત્હારે હમણાજ કોઇ ધંધા-રોજગારમાં જોડાઇ મારૂ અને આ મારી પુત્ર વધુ (ધનચક્રરની સ્ત્રિ) નુ પોષણ કરવું જોઇએ.

એ પછી ધનચક્રરે વિનીત ભાવે કહ્યું:—માતા ! હું ક્યાં ના કહું છું. હું મેટ્રીક થયેલ છું. સર્વ સિદ્ધાંતોનો હુ આદરણીય છું. આપની કૃપા પ્રસાદીનો હુ સેવક છું. તમો જાણો છો કે; મારો અભ્યાસ હજુ કાચો છે. “ન્યુ અંડર ગ્રેડયુએટ” મુજબ તો તે અહીં બની શકે એમ નથી. જો તમો કહો તો વિલાયત જાઉ. ત્યાં ગયા પછી તો અભ્યાસની કાંઇ જરૂર રહેતી નથી. મોટમોટા સાહેબોની રીત ભાતમાં આવીશ, એટલે ન છૂટકે તેઓને ડીગ્રી આપવી પડશે. તમારો વિચાર મને જણાવવો જોઇએ નહી તો મારો મગજ હમણા બહુ જ ગરમ છે. એમ કહેતાં ધનચક્રરે રામાને હાક મારી–રામા ? હે રામા ? જી શેઠજી કાય ? કસે બોલાવ લે સાલા હરામખોર ચાહા લાવ ચીરૂટનુ બાકસ લાવ ! અને આ તકીયો બરાબર સાફ કરી દે–દાસી ચંદી કોઠે ગેલી ? !—એમ કહેતાં ધન-ચક્રરે મનના આંતરીક્ત ગુસ્સો ઘરનાં બધાં માણસો ઉપર જા-હેર કર્યો.

બિચારી ત્હેની માતા એકલી–ભોળી, અને સાદા વિચારની હતી. તેમજ ધનચક્રરનો બદલાવલો ગુસ્સાદાર ચહેરો જોઇ તેમજ ત્હેનો કડક બંધ જવાબ સાંભળી ગભરાઇ ગઇ. અને ત્હેને વિલાયત જવાની આજ્ઞા આપી દીધી.

મેં પૂછ્યું:—ધનચક્કર ? આ ત્હારો શો નવો સાહસ ? આપણા વડીલો દરીયાના ખારા પાણીને અશુદ્ધ સમજી દૂરથીજ ત્યાગ કરતા જો કોઇ વિલાયતનું નામ લે, તો તેને ગ્નાતી બ્હાર મૂકતા. અને તેં તો ઠેઠ વિલાયતનો જ સાહસ ખેડયો. તેં ન્યાત જાતનો કાંઇ વિચાર કર્યો ? ત્હારા પિતા કે જે ગ્નાતીના અગ્રેસર હતા. ને તેઓ ચામડાનો જોડો પહેરતાં અપવીત્ર થતા. અને ઘણાઓને ફક્ત સિગરેટ પીતાં દંડ કરેલો, ને જે કોઇ સાહેબની જોડે વાતચીત કરતો. તો ત્હેને ગ્નાતી બહાર મૂકતા. અને એવા સાચા પિતાનો પુત્ર તું વિલાયત જાય અને માંસની ટોપલીમાંનો આટો ખરીદી તુ બિસ્કુટ કરીને ખાય એ શું ત્હને ગ્નાતીવાળા ગ્નાતી બહાર નહી મૂકે ? આ સાહસ તું છોડી દે.

"ધનચક્કરે બે અક્ષરમાં કહ્યું:"—સાલા કોણ લોક ?

ધનચક્કરનું ઉદ્ધત વર્ત્તન અને મ્હારી હકીકત સાંભળતાંજ ધનચક્કરની માતા ગભરાઇ ગઇ. અને સ્ત્રિ એક ખૂણે બેસી ડૂસકે ડૂસકે રોવા લાગી. તો પણ ધનચક્કરે બને તેટલી ખૂબીથી "લંડુનરહસ્ય" માંનું એક પિકચર મને બતાવ્યું—તે પિકચર જરા બિભત્સ અવસ્થમાં ચિત્રેલું હતું.

મેં પૂછ્યું;—ધનચક્કર ? આ કોણ ?

ત્હેણે કહ્યું;—ભાઇ અં.........? શુ તમને ખબર નથી ? તે આપણી ચિત્ત પરિચિત્ વ્યક્તિ ડાર્લીંગ છે.

## પ્રકરણ ૩ જું.

### કવિતા કઈ સરસ ?

ડાર્લીંગ ? એમ કહેતાં જ મને પણ મોહ ઉત્પન્ન થયો. મનુષ્યના વર્ત્તનમાં અને તેના સીધા સાદા સ્વભાવમાં આડે આવનાર માત્ર મનની ખરાબ વાસનાઓ અને મોહ સિવાય બીજું કંઈજ નથી. મારૂં મન વિલાયત જોવાને અને નવનવી હકીકતો શિખવાને અને છેવટે ડાર્લીંગના દીલોજાન સખુનો સાંભળવાને પ્રેરાયું. અને તે પ્રેરણા સાચી જ હતી. મેં ધનચક્કરની માતાને "લંડન રહસ્ય" માંનો એક પેરેગ્રાફ વાંચી બતાવ્યો. તેમાં એમ લખેલું હતું જે:—

"લંડન જેવું વૈભવ શાળી શહેર દુનિયાના બીજા કોઇ પણ ભાગમાં નથી. ત્યાં ગયેલો ગધેડો પણ કેળવાતાં માણસ બની જાય છે. વાંદરાઓ રેલગાડી ચલવે છે. કુતરાઓ તોપ ફોડે છે. ચકલીયો આકાશ માર્ગે ટપાલ પહોંચાડે છે. દુનિયાને છેડે સુધરેલામાંનો એક દેશ તે વિલાયતજ છે. જો માણસ ત્યાં જાય તો દેવ થઇને આકાશ માર્ગેથી આ ભારતવર્ષમાં ઊતરી પડે. વિગેરે–વિગેરે,"

મેં એટલુ વાંચ્યું કે માતાએ ગભરાયલો ચ્હેરો બદલી નાખ્યો અને આનંદી હૃદયથી મ્હેને વિલાયત જવાની આજ્ઞા આપી દીધી. ધનચક્કરની સ્ત્રિ જે એક બાજુએ ડસકાં લેતી હતી. તે હસતી હસતી પોતાના ગૃહ કાર્યમાં ચપળતા બતાવવા લાગી. ને હું ડાર્લીંગ સબંધીના વિચાર કરતો મારે ઘેર ગયો જેમાં મારે પણ વિલાયત જવું, એમ નવો વિચાર સ્ફુર્યો હતો;

મારી ગૃહણી પ્રેમાળ અને આનંદી હૃદયની હતી. તેણીએ કહ્યું. ત્હમો ક્યાં ગયા હતા? અને કેમ ઉદાસમાં છો?

મેં કહ્યું:—હુ ધનચક્કરને ત્યાં ગયો હતો. અને મારા એક મીત્રને મળવા સ્ટેશન ઉપર ચક્કર મારી આવ્યો કારણ તેઓ આ-જની ટ્રેનમાં વિલાયત ગયા.

સ્ત્રિએ પુછ્યું:—ત્હમારા મીત્રનું નામ શું?

મારા મીત્રનું નામ ખુરશીપ્રસાદ ટેબલશંકર વકીલ બી. એ. એલ. એલ. બી. એલ. એમ. એન્ડ. એસ. ડી. એફ. એક્સ. ઑારીશીઓ. બેર એટ્લો છે. "મે તડાક દઇ ડીગ્રી સાથે જવાબ આપ્યો."

અરે આટલી બધી ડીગ્રી હોય? "સ્ત્રીએ ખમચાતાં કહ્યું."

હા—હા—કેમ નહિ? જ્યાં જે ભાષાનુ માન છે. ત્યાં તે ભાષા સાંભળવાને, શિખવાને લોકો તડામાર ઉદ્યોગ કરી રહ્યા છે. તે તો તુ સમજે છે.!"

ઠીક પણ તમો અંગ્રેજી ભણ્યા છો. પણ આટધી ડીગ્રી કયાંઇ મેળવી હોય તો સારૂ.

મેં કહ્યું:—"મારે ડીગ્રીનું શું કામ છે? એ ઉપાધી મને જોઇતી નથી. જ્યાં મારી કલમને, મારી સ્વભાષાને માન છે. ત્યાં આનંદ અને ડીગ્રી બેઉ સરખાં છે.

ઠીકઠીક અંગ્રેજીમાં પેલું "હોરેસિયસ" કહેવાય છે. તે કવિતા ભણ્યા છો.

હા; હજુર કહો તો જનાબ હુ ગાઈ બતાવું? "મેં ખુશી થતાં સ્ત્રિને કહ્યું."

સ્ત્રી ખુશી થઇ ગઇ અને મેં હોરેશિયસમાંનું સંગીત શરૂ કર્યું;—

લાર્જ પોર્શીના ઍાફ કલુથીયમ,
બાય ધી નાઇન ગોડ્ઝ હી સ્વૅાઅર.

ના, ના ? મને એમાં કાંઇ સમજણુ પડી નહી. કોઇ ગુજરાતી ગાયન ગાઓતો સારૂ “ સ્ત્રિએ કહ્યું. ”

મેં કહ્યું:—તેનો તાલ સુર જોઇશે ?

ના ના ? જેવુ આવડે તેવું જવાબ મળ્યો.

કવિત.

મારે ઘેર આવજો માવા રે,
લાવે તો ઢેબરૂ ખાવાજી ?

હેવરને શેઢે પાચીસે લીંબડીને ઉન્યો સે કાહ,
અલ્યા ઉનો ઉનો શંધ્યોસે સીસડો લ્યા કરહણીયા.
ખાવુ હોય તો આવજે લ્યા કરહણીયા માંહે,
રેડુ ઘોળી ધબ્બ સાહ—મારે ઘેર આવજો.
વિગેરે વિગેરે વિગેરે

અરે ? આતો તદન જુનુ કંઇ રાગ રાગણી વગરનું તમને તો કાંઇ ગાતાં એ આવડે નહી. જુઓ; હુ મારા સુર આલાપની સાથે કંઇક સંગીન ત્હમને સંભળાવું.

“ એમ કહેતાં દૂર પડેલી સારંગી હાથમાં લઇ. એવા તો સુર અલાપથી ગાયન શરૂ કર્યું કે, “ ડાર્લીંગની મોહ માયાને હુ તદન ભૂલી ગયો. ધનચક્કરને પાડોશમાથી સંગીત સાંભળવા બોલાવ્યો. તે શુટ ચ્હડાવી સીગરેટના ગોટે ગોટ કાઢતો મારા સ્હામે ખુરશીપર આવી અઢેલીને બેઠો.

ધનચક્કર જેમ જેમ ગાયન સાંભળતો ગયો. તેમ તેમ વંન્સ-મોર, વન્સમોર, કહેતાં તાલીયો પર તાલીયો ઠોકતો ગયો. ગાયન શું હતું ? તે એક બે કડી આપને જાણવા અત્રે જણાવું છું;—

( હિંદીમાં )

બંન્સિવાલા આજો હમારે દેશ;
સુરતી સાવરીયાં પરદેશ—બન્સીવાલા.

આવન, આવન, કહાં ગયોજી—કર ગયો કોલ અનેક,
ગીનત, ગીનત, ઘીસ ગઇ મોરી,—આંગરીયારી રેખ—બંન્સિવાલા.

ગાયન પુરૂ થયું કે સ્ત્રિએ પૂછ્યું, તમારૂં અંગ્રેજી ગાયન સારૂં કે જુનું ગુજરાતી ભજન સારૂં મેં કહ્યું;—ના—ના ત્હારો કંઠ સ્વર. અને હિન્દી ગાયન બહુજ ઉત્તમ હતાં.

સાંભળી, ધનચક્કરે મારા તરફ આંખનો ડોળો ફેરવ્યો છુપી ચીઠ્ઠીમાં લખી બત,વ્યું. જો ભાઇ અં.........! સ્ત્રીને આટલું બધુ માન નહોય નહિતો કાલે નાટક અને ઓપેરા હાઉસોમાં જવા રકઝક કરશે ને તમો હેરાન થશો છટ્ નાન્સન્સ તદ્દન તમો બાયલા છો એમ કહેતાં ધનચક્કર ખીજાઇ ગયેલા સ્વભાવમાં ઘેર ચાલ્યો ગયો.

આટલો આનંદ છતાં મારૂં મન વિલાયત જવા સબંધી ઉદ્વેગ યુક્ત થઇ ગયું.

સ્ત્રિએ પ્રેમ કટાક્ષથી કહ્યું; તમો શા માટે ઉદાશમાં છો. તમને મારા સમ તમે ખાઇ લ્યો—ધનચક્કર ભાઇએ તમને તે દિવસે કાનમાં ધીમેથી શું વાત કરી હતી ? હું બધુ સમજી ગઇ છું. અને તે પ્રકા-

શર્મા કહેવાય એમ નથી. એમનું ઉદ્ધત વર્તન મને પસંદ નથી. એ માટે તો હું તમને એમના ઘેર જવા ના કહું છું. ઉઠો લ્હમો ખાઇલ્યો. પ્રાણ પ્યારા ! મારા હૃદયના દેવ ઉઠો. રીસાનું તે યોગ્ય નથી એમ કહેતાં મારે કંઠે બાઝી પડી. એનો આનંદી સ્વભાવ અને મારા પ્રત્યેનો એનો સાચો પ્રેમ જોઈ હું વર્તમાન પત્રની જાહેર ખબરને ભૂલી ગયો. પણ લંડન જોવાની ઉત્સુકતાએ મારી સ્મૃતિમાં વધારો કર્યો. વિલાયત જવું, એ એક મારે માટે રહેલું જ હતું. કારણ ધનચક્કર પૈસાદાર—અને ધનીક ગૃહસ્થનો પુત્ર મારો આત્મિ-યસ્નેહી પ્રેમી મિત્ર હતો. હું ખાતો હતો ને સ્ત્રીએ કહ્યું.

તમો ધનચક્કરના ઘરમાં પેલું ચોપડીમાં શું વાંચતા હતા ? એ બધું કમાડની ફાટમાં રહી હું જોતી હતી. ત્હેમાંનું મેં કંઇક સાંભળ્યું પણ છે. ત્હમને હું વિલાયત જવા દેવાની નથી અર્થાત સ્ત્રીએ મને વિલાયત જવા સાફ સાફ ના પાડી દીધી. કારણ કે મેં એને ડાર્લીંગ સમ્બંધી એક બે વખત વાત કરી હતી.

---

## પ્રકરણ ૪ થું.

---

### ડાર્લીંગ ઈઝગુડ ગર્લ.

---

વખત આગળ ચાલ્યો. એ પછી આઠ દસ દિવસમાં તો સ્ત્રિનો પ્રેમ મેળવી ત્હેની સાથે વફાદારીનો સાચો કોલ આપી, મેં એની વિલાયત જવાની રજા માગી. વિલાયત જઇ ત્હને જ હું યાદ કરીશ. વિલાયતની અન્ય સ્ત્રિઓને હું

બ્હેન શામાન ગણીશ ત્હારે નિશ્ચિંત રહેવું. મારા વર્તનમાં કંઇક જાતનું દુષણ હોય તો તે ફક્ત ધનચક્કર મારો મિત્ર છે.

વાત ચાલે છે. એટલામાંજ ધનચક્કર મ્હારે ઘેર આવ્યો જેની બગલમાં પેલું "લંડન રહસ્ય" પુસ્તક હતું, અને તે ન્યુસ-પેપરનો ફકરો વાંચતો હતો. મેં એને આદર માનની સાથે તકીયા પર બેસવા કહ્યું. પણ તે ખુરશી પર જઇને બેઠો. મેં કહ્યું. ધનચક્કર ! આ સ્ત્રિ સ્હમજતી નથી. વિલાયત આવવા મારો વિચાર તો છે. પણ સ્ત્રિના વિચાર આગળ મારૂં દીલ એ સાહસમાં ઉતરતું નથી.

એ પછી ધનચક્કરે પોતાનો "ઓડીયંટ" બદલ્યો અને મારી સ્ત્રિ જોડે નિંચે મુજબ વાતચિત કરવા લાગ્યો.

તમો બૈરાં માત્ર ફુલીશ લોક છો. સ્ત્રિઓ આ દુનિયાની જડ વસ્તુ છે. બાયલાપણું એ માત્ર સ્ત્રિયોમાંજ છે. વિલાયતની ભુમી ઉપર અને આયર્લંડમાં ઘણી સફ્રેજેટો થઇ ગઇ. ઘણી ધાંધલ્લોમ ચાલી પણ એમના હકકો એમને મળતા નથી એ ખરૂ છે. ( મારી તરફ જોઇ ) ભાઇ, અં........? શું વિલાયત સિવાય નવા ઓડીયંટમાં દાખલ થવાય છે ? આ દેશમાં બળ્યું છે શું ?" એમ કહી ત્હેણે લંડન રહસ્ય માંનો એક ફકરો મારી સ્ત્રિ સ્હામે ખુરશી પેર બેસી. ચીરૂટ પિતા પિતાં વાંચવા માંડ્યો." જેમાં એમ હતું જે;-

"મૂર્ખ લોક લંડનની વાતોમાં કાંઇ સ્હમજતા નથી, ભારત વર્ષની ગંગા નદી કરતાં ટેમ્સનો મહિમા મોટો છે. એ રંગ ભૂમી ઉપર ઘણા ફરેસ્તાઓ ઉત્પન્ન થયા. લાખો મનુષ્યો ઉપર પરોપકાર કર્યો. અને ઘણા માણસોને વઢાડ કાપ કરીને જીવતા કર્યા. ઘણાં પુસ્તકો છપાવ્યાં અને કળા કૌશલ્યમાં ઘણોજ વધારો કર્યો. અન્ય દેશોની લક્ષ્મિ લંડનમાં આવી વસેલી છે. વગેરે વગેરે."

પછી ધનચક્કરે આગળ ચલવ્યું; ભાભી ? આ શું એણે ખોટું લખ્યું ? એમ કહી બે ત્રણ પાનાં ફેંકી એના કરતાં પણ બે ત્રણ સરસ ફકરાઓ વાંચી સંભળાવ્યા. પછી ઉપદેશ આપતો ધન-ચક્કર કહેવા લાગ્યો.

અમો વિલાયત ગયા પછી નવી ડીગ્રી મેળવી અત્રે કોઇ જવા જ બીઝનેસમાં જોડાઇશું. મારો વિચાર ફક્ત ડૉક્ટરી લેવાનો છે. ભાઇ અં.........નો વિચાર પંતુજી [ મહેતાજી ] ની લાઇનમાં જોડાવાનો છે. પણ તેમને કોઇક બીજી જ લાઇનમાં મુકી દઇ શું. "ધમ પોગ્રીબલ" તમો લોક કંઈ સ્હમજતાં નથી.

" લંડન રહસ્ય " ના એક બે ફકરાઓનાં વાંચનથી સ્ત્રીએ મને વિલાયત જવાની રજા આપી દીધી. મેં તેમજ ધનચક્કરે વિલા-યત જવું એમ નિશ્ચય કર્યો. ( ખાનગીમાં ) મારી પાસે નાણાંની સવડ નથી. એમ ધનચક્કરને મેં જણાવ્યું. તેણે તો મીત્ર ફરજ તરીકે મને ઉદાર દીલથી એમજ કહ્યું જે—

ભાઇ ! ત્હમને પૈસાની શું ચિંતા લ્યો, આ પાંચ હજા-રનો ચેંક તે તમારી સ્ત્રિને ખાનપાનનો બંદોબસ્ત કરી લેજો અને લંડનથી અહીં આવતાં સુધી ત્હમારૂં ખર્ચ ઠેઠ સુધી હું પુરૂ કરીશ. " ગુડ બાય ગુડ "

એમ કહી ધનચક્કર પોતાને ઘેર ગયો અને હું " રોઝબરી " નું પુસ્તક વાંચતો મારી ખુરશીમાં બેઠો હતો. એ ચોપડીના એક અડધા પેજ પર ન્હાની સરખી જાહેર ખબર હતી ત્હેનો સાર એવો હતો જે:-

Darlling is good girl, she is best dancing

girl and new actress rich gentlemens are wanted her but she can not like unother etc—etc.

ડાર્લીંગ ઇઝગુડ ગર્લ શીઇઝ બેસ્ટ ડાન્સિંગ ગર્લ એન્ડ ન્યુ એક્ટ્રેસ રીચ જેન્ટલમેન્સ આર વૉન્ટેડહર બટ શકિન નોટ લાઇક અન અધર.

ભાવાર્થ:—

"ડાર્લીંગ એક સરસ છોકરી છે. તે એક ઉંચી જાતનો નાચ-નાચવા વાળી નવી એક્ટ્રેસ છે. પૈસાદાર માણસો એને ચ્હાય છે. પણ એ કોઇને ચ્હાતી નથી."

એ સફાઇદાર અને સુશોભીત પુસ્તક ઉપર સ્ત્રિની નજર પડતાંજ ત્હેણીએ તે મારા હાથમાંથી ઝુટવી લીધું. મને પૂછ્યું—આનું નામ શું? મેં કહ્યું;— "એ રોઝબરીનું જીવન ચરિત્ર છે" એ પછી સ્ત્રિ પાનાં ઉઠલાવવા લાગી એમાં એક ચીત્ર હતું. તે જરા ફીટ ડ્રેસમાં અને બિભત્સ જણાય એવું હતું. સ્ત્રિનું મન પુરૂષ કરતાં ચંચળ હોય છે. તેણી એ તે ઓળખી લીધું અને મ્હને પૂછ્યું:— આ કોણ?

મેં કહ્યું—એ એક એક્ટ્રેસ છે. લંડનમાં શ્રેષ્ટ ગણાતી ગાયન-વાદનની હોંશિયાર બ્યુટી—મીસસ ડાર્લીંગ—છે.

ડાર્લીંગ એમ કહેતાંજ ત્હેણીએ તે પુસ્તક ફેંકી દીધું ઝડપ દઇ એક ખૂણે બેસી ડુસકે ડુસકે રોવા લાગી કેશ છુટા કરી મોં ફેરવી લીધું. મેં તેને મ્હારી પ્રતિજ્ઞાઓ યાદ દેવડાવી. વિશેષમાં એને કાંઇક કાંઇક અલંકારો વડે સમજાવી પટાવી મારી તરફનો સાચો પ્રેમ જાહેર કર્યો, સ્ત્રિનુ શંકાશીલ મન પાછું. એના પ્રવર્ત્ત માર્ગોમાં દોરાયું ને હું મ્હારા કામ માટે બહાર ચાલ્યો ગયો.

# પ્રકરણ ૫ મું.

## ત્રણ છબી.

ધનચકકર, નવા જમાનાનો સુધરેલ યુવાન હતો એને અંગ્રેજી રીતભાત પસંદ હતી. એની ભાવનાઓ યુકિલડના સિદ્ધાન્ત પ્રમાણે જ દોરાયલી હતી. કારણ એ અભ્યાસ એણે મેટ્રીકમાં કર્યો હતો, એનું મન ચંચળ હતું. વૃત્તિઓ ભિન્ન ભિન્ન પ્રકારની હતી. તરંગી હતો પણ જરા ઉદારતાએ નમાવી દીધો હતો. કોઇપણ કામમાં એને સાહસ જ પસંદ હતો કારણ વિલાયતનું પ્રયાણ એણે સાહસથી જ આરંભ્યું હતું. પુર્વજો ઉપર એનો પુરો તિરસ્કાર હતો પણ એના માસ્ટર મહાશય ને એ ચહાતો હતો. અને મ્હારા તરફ તો એણે પોતાનો આત્મિય સ્નેહ જાહેર કર્યો હતો.

ધનચકકરનું ઘર માત્ર ન્હાનું હતું. પણ પૈસો અઢળક હતો. એના ઘરના એક ભાગમાં ત્રણ છબીઓ લટકાવેલી હતી. તે તરફ એ ઘણુજ વિચારોમાં લીન થઇ જતો. એક છબી વડીલ દાદાની હતી, તે જુની ઉધાઇ ચઢેલી અને કાચ ફુટી ગયલો એવી હાલતમાં હતી બીજી છબી એના પિતાએ ચીતારા પાસે ચીતરાવી હતી અને ત્રીજો ફોટો ન્યુએડીટ મુજબ હમણાજ કોઇ હોંશિયાર આર્ટીસ્ટ પાસે પોતે તેણે તેમજ તેની સ્ત્રિએ પાસે બેસી પડાવી હતી તે છબી તરફ એ ઘડી ઘડી જોતો ખુશી થતો અને કોઇક વખત શંકાશીલ

પણ થઇ જતો. એક વખત તે છબીયો વિષે પોતાના મનની વાત મને નિચે મુજબ કહેતો હતો.

અં.........? જુઓ, આપણા પૂર્વજો તદ્દન "ઓડીયંટ" વગરના તદ્દન બીન સુધરેલા જુની ઢબના દાદાની છબી ઉપરથી એનુ સેન્ડીકેટ જણાઈ આવ્યું–તદ્દન દાદા આળસુ નહી તો આટલી બધી દાઢી કેમ ? શું હજામ લો કનુ અસ્તિત્વ જ દુનિયા ઉપર ન્હોતું આ દાઢી મુસલમાન વહોરાજી સિવાય હિંદુ એન્ગ્લો ઇન્ડીયન અથવા ખ્રિસ્તિ કોઇ પણ રાખી શકે નહિ ભાઈ? એ વખતના આર્ટીસ્ટોના પણ સકાર જોયા ! એણે આ પિકચર કેવું ચિતર્યું છે તદન ઢમ છમ વગરનું દાદાને આવો આર્ટીસ્ટ કોણ મળ્યો હશે ? જો એ મહાષય હાલ હોત તો હુ એને લંડનનો "પ્રાઇઝ મેડલ" અપાવત કેટલું " બેડ પિકચર ?" એમ કહી ધનચક્કર હસી પડયો અને હુ માત્ર જીજ્ઞાસાથી વિચાર કરતો એ છબી તરફ જોઇ રહ્યો–વળી ધનચક્કરે આગળ ચલાવ્યું:—

અં.........? દાદાએ શરીરની પુરી માવજત રાખી.નથી એમ એમના શરીર ઉપરથી જણાઇ આવ્યું. એ વખતના ડાકટરો એ તદન એબીયલ અને ખાઉધરા માણસો હોવા જોઇએ. અથવા તો ચિકિત્સકની સલાહ લેવી. એ દાદાની અળસાઇ જ નહિ તો બીજુ શું ? કેટલું ખરાબ પિકચર [ તદન "બોડી વિધાઉટ બ્લુડ" અર્થાત લોહી વગરનું સુકાઈ ગયેલું હાડપીજર છટ ડાકટોરોએ એ વખતે દાદાને "મેલીન્સફુડ" આપવું જોઇએ. એમ કહી બીજી છબી તરફ દૃષ્ટિ ફેરવતાં, ધનચકકરે આગળ ચલવ્યું "

આ બીજી છબી તે મારા પિતાજીની જ છે. પણ એમાં

એ જુના આર્ટીસ્ટોની મોટી ખામી છે-બાપા કેટલા જુના વિચારના અં........ એમના જુના બુટ જોયા ? કાગડાની ચાંચ જેવી ઉપર તોટી જોઈ ! કેવુ મોટું પાથડું અરે ! એ બધું કેટલું ખરાબ ? કપાળમાં તિલક એક " ન્યુસેન્સ " સમાન જણાય છે. આ એક પૉઝીશનની ખામી નહિ તો બીજુ શું. કેમ ભાઇ ? કેમ કંઇ બોલતા નથી ? આ બે છબીમાં ત્હમને કંઇ જણાયું ?

મેં કહ્યું:-ધનચક્કર, જો એમાં દૃષ્ટિએ જોતાં આપણા હૃદયની ખરાબ વાસના એજ આપણી ભૂલ છે. દાદા જુના વિચારના હતા પણ તેઓ ધાર્મિક અને આસ્થાવાન હતા. તેમએ વખતની પશ્ચિમાત્ય વિદ્યા માત્ર અંધારે છુપાયલી હતી, તે કરતાં ત્હારા પિતાની છબી સારી છે અને એ પછીની ત્હારી છબી ઘણીજ સરસ છે, તે એક દુનિયા પર સુધારાની નવી કળાની ખરી ખુબી જ છે. ભાઇ ? ખરાબ વાસનાને રોકી શુદ્ધ વિચારોમાં રહેવાથી આત્મિયતા થઇ શકાય છે, ધનચક્કર ? જો આ છબીઓને નવા આર્ટીસ્ટો પાસે ચીતરાવવી હશે તો તેમ પણ બની શકશે.

પણ:-હમણાં ફુરસદ ક્યાં છે ? " ? ધનચક્કરે કહ્યું " વિલાયતથી આવ્યા પછી " ન્યુએડીટ " મુજબ હું એ ફોટો તૈયાર કરાવીશ. પણ ત્હમોએ વિલાયત આવવા સંબંધી શો વિચાર કર્યો આપણે માર્સેલ્સ થઇને જઇશું કે પરભાર્યા લંડન ઉતરવું ? ટીકીટનો બંદોબસ્ત અગાઉથી કરી લેઉ.

મેં કહ્યું આપણે તે માર્સેલ્સનું શુ કામ છે ? પરભાર્યા લંડનજ ઉતરવું. પણ ભાઇ, ધનચક્કર ! ત્હે ત્હારાં સ્ત્રીનો રજા મેળવી. ?

એ પછી ધનચક્કરે કડક મીજાજમાં કહ્યું;—હુ સ્ત્રિને માનતો

નથી. એ ખરાબ જડ વસ્તુ છે. એટલુજ સમજી હું એનો દુરથી ત્યાગ કરૂં છું. મારા વિલાયતના પહેલાજ વિચારોમાં એ ડુસકાં લેતી હતી. એતો ત્હમો જાણો છો. ભાઈ હું જ્યારે સ્વામિ દયાનંદનો શિષ્ય આર્ય સમાજીષ્ટ ત્યારે ત્હેની સ્ત્રિ એક શુદ્ધ સનાતની. એ કેટલુ ખરાબ હુ મુર્તિ પુંજાને વખોડી કહાડુ અને એક "ટોયઝ" સમાન ગણું. ત્યારે એ નાની નાની મર્તિઓને ધુપદીપ નૈવેદ્ય ન્હહા-વીને સ્તોત્રો ગાય મારા વિચારોથી તે તદન વિરૂદ્ધજ હવે હુ એને કેવી રીતે કહી શકુ ? ટુંકામાં હું એને કાંઇ કહેવાનો જ નથી. આ મેલમાં ત્હમારે પણ તૈયાર થવું જોઇએ હું ધારૂં છું કે આવતી કાલની ફ્રાસ્ટમાં મુંબઇ એ પછી ત્યાં બે ચાર દીવસ રહી. મીત્ર મંડળને લંચપાર્ટી આપી, અને આપણુ આગળ રવાના થઇ શું. એટલું કહી ધનચક્કર પોતાને ઘેર ગયો ને હું એક વિચારમાં લીન થઇ ગયો હતો. એ વિચાર તે માત્ર મીસ્સ ડાર્લીંગ સંબંધીનાજ હતા.

## પ્રકરણ ૬ ઠું.

### રાઘવદાદા.

માનસીક વૃત્તિઓ પોતાનું કામ ઝડપથી બજાવ્યા જાય છે એ વાત નિશ્ચય છે તેવીજ રીતે અમારો વિલાયત જવાનો વિચાર નિશ્ચય થયો. તે બાબતની તૈયારીઓ થવા માંડી, બે ત્રણ દિવસ અગાઉ મીત્રમંડળ તરફથી લંચ પાર્ટીઓ થવા માંડી. જે દિવસે અમારે જવાનું હતું તે દિવસ અગાઉ સરસામાન લગેજમાં રવાના કર્યો. અમારા શુભ શુકનનો વખત આવી પહોંચ્યો. હુ ગરીબ છું.

સાદો છું. નિખાલસ બુદ્ધિનો છું. એટલે મારા ઉપર મીત્રમંડળ સગાંસંબંધીઓનો પ્રેમ થોડોજ હોય તે સ્વાભાવિક નિયમજ છે. ઘનચક્કરના ઠાઠ વૈભવ પ્રમાણે આશિર્વાદો આપવા કેટલાક ભીક્ષુક બ્રાહ્મણો બહાર ટોળું વળી બેઠા હતા. તેની સ્ત્રિએ સૌભાગ્યનાં પૂરાં ચિન્હો ધારણ કર્યાં હતાં. લલાટનાં સૌભાગ્યની બીંદી પ્રકાશી રહી હતી. મહોલ્લાની કેટલીક સૌભાગ્યવંતી સ્ત્રિઓ ઘનચક્કરને આશીર્વાદ આપવા નવનવાં કપડાં પહેરીને આવી હતી. વૃદ્ધ ડોશીયો લાકડીના ટેકાથી ઠબુકતી ઠબુકતી ઘનચક્કરનાં ઓવારણાં લેતી હતી. કેટલાક વેદીયા બ્રાહ્મણો બહાર બેશી આશિર્વાદનાં સ્તોત્રો ભણતા હતા. અને ઘનચક્કર સુટ પાટલુનની તૈયારીઓ કરતો હતો. હું ઘરનાં માણસોને મળી ભેટીને ઘનચક્કરને ત્યાં હાજર થયો. કે તેણે પુછ્યું. "હવે કેટલીકવાર ટાઇમ લેપ્સ થયો." બ્રાહ્મણોને કહીયે કે તમારાં સ્તોત્રો બંધ કરો. એમ કહેતાં તે પોતાના માસ્ટર મહાશયને મળવા આતુર હતો. એટલામાંજ માસ્ટર સાહેબ આવ્યા. કે ચપટી વગાડતાં અમને સ્ટેશન પર જવા સુચના કરી પુર્ણ વિધિસહ સગાં સંબંધીનો આશીર્વાદ મેળવતો ઘનચક્કર બહાર આવ્યો. વેદીયા બ્રાહ્મણોને દક્ષિણા આપી સંતુષ્ટ કર્યા. કેટલાંક ભીખારીઓની ભીડ મચી રહી હતી. તેમને પણ છુટે હાથે બે બે ચાર ચાર પૈસા આપ્યા. ભાડાની ગાડી આવી, ગાડીવાળાએ કહ્યું શેઠ ગાડી લાવું કે ?

ઘનચક્કરે જવાબ વાળ્યો. "હા."

તમો વિલાયત જાઓ છો ? "ગાડીવાળાએ કહ્યું."

હા–હા–હરામખોર બકબકાટ મત કર. ઘનચક્કરે કહ્યું.

તો. શેઠજી. સ્ટેશનના ત્રણ રૂપિયા પડશે. ઘનચક્કરે ખીસામાંથી પૈસા કહાડયા અમો ઝડપ દઇ ગાડીમાં બેશી ગયા, ને ગાડી પુર પાટ

અમદાવાદના સ્ટેશન પર આવી પહોંચી સ્ટેશન ઉપર મીત્ર મંડળ તરફથી સાદુ બૅન્ડ હાજર હતું. અમને ભુંભું...સું...સું...ના અવાજે આશીર્વાદ આપ્યો. અમોએ ફર્સ્ટ ક્લાસની ટીકીટ લીધી. ને સ્ટેશનમાં દાખલ થયા.

અમદાવાદ મુંબઈનું બચ્ચું છે. વેપાર રોજગારનું મોટું ધામ છે તેને વિલાયતના માનચેસ્ટરની ઉપમા આપી છે, તે ખરૂં જ છે. પણ શહેરના પ્રમાણમાં સ્ટેશન ઘણુંજ જુના સમયનું છે, સ્ટેશન ઉપર એટલી ગરદી હોય છે કે તેનું વર્ણન કરવું અશક્ય છે. એવા શંભુ મેળામાં સમય સુચકતાથી ચાલવું એજ વ્યાજબી છે.

અમો સ્ટેશનની અંદર દાખલ થયા કે મુંબઇ મેલ ભૂં—ભૂં—કરતો અમારી નજર આગળ ઉપસ્થિત થયો જેમ તેમ કરી અમોએ અમારી બેઠક લીધી કે અમારા કમ્પાર્ટમેન્ટમાં એક ગૃહસ્થ હાંફલા ફાંફલા થઇને ઘુસી ગયા. તે ગૃહસ્થ દક્ષિણી હતા અને તેમની જોડે એક ન્હાની ઉમ્મરનો સન્યાશી હતો.

એ બંગાળી સન્યાસી હતો. તેનું વય માત્ર અઢાર વીસ વરસનું હતું. શરીર ગૌરવર્ણું હતું. તે વિવેકી અને મર્યાદશીલ હતો, તેની કાન્તિ બાળ બ્રહ્મચારીને શોભાવે એવી હતી જરા ભભૂતનો અર્ક લગાડેલો હતો. મેં વિચાર કર્યો; આણે આટલીનાના ઉમ્મરમાં સન્યાસ કેમ ધારણ કર્યો હશે ? આવા માણસને માન આપવું તે આપણી ફરજ છે. હુ જ્યારે સન્યાશી તરફ પુજ્ય બુદ્ધિથી જોઉં છું, તો ધનચક્કર એકદમ પેલા દક્ષીણી ગૃહસ્થ ઉપર ખીજાઇ ગયો—

તમો અહીં કેમ ઘુસી ગયા ? આ બાવાને અહીંથી દૂર કરો એવા ભીખારીને કેમ દાખલ કર્યો ? હું ટીકીટ કલેકટરને કહીશ એમ ધનચક્કર—ધમકી ઉપર ધમકી આપતો ગયો. મે તેને સમજાવ્યો

ફંડો પાડયો. ત્યારે તે ચુપ રહ્યા, મેં પેલા દક્ષીણી ગૃહસ્થને જગ્યા કરી આપી, સન્યાસીને આસન આપી બેસાડયો, હું પૂછુ છું એટલામાંજ દક્ષીણી ગૃહસ્થ ખીજાઇ ગયા.

"ભાઉ ? બગીતલી યે ધેટ બકરેચી ગાડી–લેફાર ગરદી આ હેતૂ"–તે ગૃહસ્થે પોતાના દુખનુ વર્ણન કર્યું. માંહે ધનચક્કરે ટાપસી મારી,—ભાઇ ? આ કંપની ઘણીજ ખરાબ છે. આતો ઠીક છે કે આપણ ફર્સ્ટ કલાસમાં છીએ, થર્ડ કલાસના પેસેન્જરોને તો માર ઠુંસાથી કામ લેવામાં આવે છે. હુ આ વિષે લંડનમાં લેકચર આપીશ ટીકીટ કલેકટોરોની જે હું કમીના ફોટા મહોલ્લે મહોલ્લે વહેંચીશ ને ઠુંસા કેમ મારવામાં આવે છે તે વર્ત્તમાનપત્રોમાં જાહેર કરીશ. બનશે તો પાર્લામેન્ટમાં પણ બીલ રજુ કરીશ. ઈટર્નાન્સન્સ આટલી બધી ગીરદી પણ કાંઇ જોવામાં આવતું નથી.

મેં કહ્યું ધનચકકર તારી ડંફાસ રહેવા દે કંપનીમાં હજારો–લાખો માણુસો મુસાફરી કરે તેટલા બધાની ક્યાં–સુખ સગવડ રાખી શકાય એતો જેને માથે બોજો હોય તેજ જાણે કે આ કામ મારે સુખે દુઃખે પુરૂ કરવાનું છે. ભાઇ આ સંન્યાસી બંગાળી યુવક છે. અને આ દક્ષીણી ગૃહસ્થ છે, બંન્ને જુદ જુદા દેશોના વતની છે. માટે આપણે તેમની હકીકત સાંભળવી જોઇએ. તરતજ ધનચકકર પલાંઠી વાળીને મૌન્ય ધારણ કરી બેઠો. મેં પેલા દક્ષીણી ગૃહસ્થને પૂછવું શરૂ કર્યું

તમો કયાંથી આવો છો ? કયાં જવું. આ સંન્યાશી કયાંના વતની છે. અને આપનું નામ શું ?—હું બંગાળાથી આવું છું. આ સંન્યાસી કલકત્તાના ધનીક ગૃહસ્થનો પુત્ર છે. તેણે ગૃહ સંસાર સંબંધીની ખટપટથી આટલી ન્હાની ઉમ્મરમાં સંન્યાસ

ગ્રહણ કર્યો છે. તેને હું નાશીક ત્રંબકની યાત્રાર્થે મુકવા જાઉં છું. મારૂં નામ રાઘવદાદા, તે ગૃહસ્થે પખા વડે પવન નાખતાં જવાબ વાળ્યો. પછી મેં સંન્યાસીને પૂછ્યું:—" મહારાજ આપ ક્યાંથી આવોછો ? ( સંન્યાશી ગુજરાતી જાણતો હતો એટલે તેણે તો ગુજરાતીમાંજ શરૂ કર્યું. )

હું કલકત્તાથી આવું છું. "સંન્યાશીએ કહ્યું"—આપે આટલી ન્હાની ઉમ્મરમાં સંન્યાસ કેમ ગ્રહણ કર્યો ?—" મેં પૂછ્યું. "

આ સંસાર નશ્વર છે. એ માયા ખોટી છે. પ્રાપંચીક વિષય કરતાં ધાર્મિક વિષય ઉત્તમ છે. ઇશ્વર સ્મરણમાંજ સુખ છે. બાળ બચ્ચાં સ્ત્રી—ઘરબાર—મીલ્કત જે કંઇ સંસારને સબંધ છે. તે સબંધ વૈરાગીને મન ખોટો છે. વૈરાગ્ય વૃત્તિ એ તો ઇશ્વરની વિભૂતી છે. મેં ઘણું સુખ ભોગવ્યું છે. સુખમાંથી દુ:ખનો અનુભવ થયો છે. દુ:ખમાંથી વિદ્યા મેળવી. અને વિદ્યા સંપાદન કર્યા પછી જ્ઞાન મળ્યું છે. જ્ઞાનથીજ મેં સંન્યાસ ધારણ કર્યો છે. બધી દુનિયાને હું વખોડી કહાડતો નથી. ફક્ત મને સુખમાંથી દુ:ખ કેમ પડયું એ વાતને વખોડી કહાડું છું. તોપણ સંન્યાસમાં ઉત્તમ સુખ છે. મારી હકીકત તમો સાંભળશો તો તમને પણ વૈરાગ્ય ઉત્પન્ન થાય એ સંભવીતજ છે. ઇશ્વરનું સ્મરણ કરો, એ વાત સાંભળવા જેવી નથી " એમ કહી સંન્યાશીએ માળા ફેરવવા માંડી. " તોપણ મેં બને તેટલી ખૂબીથી તેમની હકીકત સાંભળવા આગ્રહ અને વિનંતી કરી. પછી સંન્યાસીએ કહ્યું:—સાંભળો:—

આ ગ્રહસ્થ તે દક્ષીણી ગ્રહસ્થ છે. તેમને અમો રાઘવદાદા કહીયે છીયે. રાઘવદાદાને ને મારે જુનો પરિચય છે. પરિચય રાઘવદાદા અમારી ઑફીસમાં હેડ ક્લાર્ક હતા ત્યારનો છે. હવે તેમને

પૈસા સંબંધીની મદદ મારા તરફથી મળ્યાં જાય છે એટલે ફીકર નથી. તોપણ રાઘવદાદા બાળ બચ્ચાંવાળા છે. અને વયે વૃદ્ધ છે. એમ સમજી હું દર મહિને સો નો પગાર આપુંછું. ઑફીસમાં માત્ર વીસ રૂપરડી પગાર હતો.

મારી સ્નેહ બાળા--સ્નેહ બાળા? સ્નેહ બાળા—એમ કહી સંન્યાશી પાંચ મિનિટ ચુપ રહ્યો.

મેં કહ્યું:—સ્નેહ બાળા કોણ હતી?

મ્હારી અર્ધાંગના—મારી પ્રેમ સુંદરી. મારા હૃદયની દેવી.—મારી ગૃહ લક્ષ્મિ—મ્હારી સૌભાગ્ય દેવી—મારીજ સ્ત્રિ—" તે સંન્યાસીએ આંસુ સારતાં જવાબ વાળ્યો." મેં પુછ્યું:—તો શા માટે રૂવો છો? ને આટલી ન્હાની ઉમ્મરમાં સંન્યાસ કેમ ધારણ કર્યો. પછી સ્નેહ બાળાનું શું થયું!

શું થયું? તે કેમ પૂછોછો.? તે સ્નેહ બાળા—મારા આ લૌકિક દેહમાં સ્નેહ મૂકીને નશ્વર દુનિયા છોડી ગઇ. (ત્યાગ કર્યો.)

" વળી સંન્યાસી ગમગીન થઇ ગયો. બે મિનીટ પછી મેં પૂછ્યું; તેમાં દીલગીર થવાનું નથી. સુખ દુઃખ ઉભય સરખાંજ છે. એક સ્ત્રિ મરી ગઇ તો બીજી કરવી હતી:—

સંન્યાસીએ કહ્યું:—તેનાજ સ્નેહમાં હું આનંદ સુખ ભોગવતો, તેને આ સંસારમાંથી છોડું પણ સ્નેહ વશ થયલો હું તેને કેવી રીતે છોડી શકું? માટેજ મેં સંન્યાસ ગ્રહણ કર્યો છે.

સ્નેહ બાળાએ સ્વર્ગવાસ કેવી રીતે કર્યો? મેં પૂછ્યું. તે વાર્ત્તા જરા એક કલાક ચાલશે. રાઘવદાદાને જરા સુઇ જવા દો.

તેમના નિંદ્રાધીન થયા પછી હું તે વાત કરીશ. રાઘવદાદા જેવા વયો વૃદ્ધ માણસની આગળ છુટે મોઢે વાત કરવી યોગ્ય નહીં.

એટલામાંજ પાંચ દસ મીનીટમાં રાઘવદાદાને ઉંઘનું ઝોકું આવ્યું. એમણે ( રાઘવદાદાએ ) તો લાંબા પગ કરીને ધરરરર ધરરરર નાકનાં ધસકોરાં લેવા માંડયાં. ધનચક્કર દીવાસળીના બાક્સમાંથી એક સળી કાઢી તેમના નાકમાં મૂકતો ગયો તેમ રાઘવદાદા પાસું ફેરવતા ગયા. છીંક ખાતા ગયા. પણ પૂર્ણ નિદ્રામાંથી મુક્ત થયા નહીં. અમને જોવાની ગમ્મત પડી.—પછી પેલા સંન્યાસીને " સ્નેહ બાળા " ની વાત કહેવાને વિનંતી કરી. સંન્યાસીએ ધનચક્કરને શાન્ત ચીતે બેસવું એમ ઉપદેશ આપ્યો—ધનચક્કર પલાંઠીવાળીને કોઇ કથા સાંભળતો હોય તેમ બેશી ગયો. સંન્યાશીએ વાત શરૂ કરી, ને અમો બેઉ સાંભળતા ગયા.

—o—

## પ્રકરણ ૭ મું.

### સંન્યાસીની આત્મકથા.

સ્નેહબાળા;—ન્હેની* સાસુની એક આદર્શ પુત્ર વધુહતી. બંગાળામાં ગોરી પુજનનો મહિમા મોટો છે એતો તમો જાણો છો. પરમ પાવની ભગવદી સલલ સરીતા—ગંગામાં નાહીને તેનાં દર્શન કરી,—સ્નેહબાળા ઘેર આવી. તેણીએ સાસુને કહ્યુઃ—

* તા–ક. આ વાર્તાના—લેખકની માતા સ્નેહબાળાની સાસુ જેવાં હતાં. અને—લેખકે પણ સ્નેહબાળા જેવુ સ્ત્રિ રત્ન ગુમાવ્યું છે એને માટે ઘણો જ દીલગીર છીયે, પિ. જ. શાહ—વડાગામ.

સાસુજી હું ગૌરી પુજન કરૂં કે કેમ ?

મારી માતાએ કહ્યું:—વહુ તારે પિયર જઇને તે વ્રત કરવું, અહીં કંઇ ત્હારા બાપે પૈસા આપ્યા નથી કે જે વ્રત હું કરાવી શકું. આવાં વચનથી સ્નેહબાળા રીસાઇને ત્હેના પિયર ચાલી ગઈ. તે અરસામાં હું બરદવાન જીલ્લાની જીલ્લા કૉર્ટમાં કલાર્ક હતો. ને રાઘવદાદા અમારી ઓફીસમાં હેડ કલાર્ક હતા.

એક દિવસ રાઘવદાદા કેશબૉકસમાંથી રૂપીયા કહાડી જમા ખર્ચનો હિસાબ મેળવવા બેઠા. એક રૂપિયો ઘટયો કેમને હાક મારી; સુરેશ આ હિસાબમાં એક રૂપિયો કેમ ઘટયો ? મેં કહ્યું:—રાઘવદાદા ! તમોએ—હજામને હજામત કરાવતાં શું આપ્યું હતું ? તરત રાઘવદાદા એ કેશ બૉકસ બંધ કરી ગુસ્સે થઇ ગયા. અને ત્હેમનો પિત્તો ઉખડી આવ્યો મને ઉદ્દેશીને બોલ્યા—સુરેશ ! હરામખોર—પેલો હજામ બે પૈસાને બદલે રૂપિયો લઇ ગયો. જો મેં હજામત કરાવી નથી ફક્ત પગના નખ લેવડાવ્યા તેના બે પૈસા. મેં ભૂલથી રૂપિયો આપ્યો. અને તેણે કોથળીમાં નાખી દીધો. ચાલતો થયો. ભાઇ કાલે આવે તો એ સાલાને આફીસમાં આવતો બંધ કરી દેઉ—સુરેશ મારાં પંચાવન વર્ષે આવી ગરબડ કોઇ દિવસ થઇ નથી—એમ કહેતાં રાઘવદાદા વિચાર શુન્ય અવસ્થામાં ચુપ્પ રહ્યા કે:—

પોસ્ટમેન આવી ૫—૭ કાગળ રાઘવદાદાના ટેબલ પર નાખી ચાલતો થયો.

રાઘવદાદા ચશ્માં ચઢાવી એક પછી એક કાગળો ફોડતા ગયા, ઝડપ ઝડપ વાંચી લીધા, એમાં એક પત્ર સ્નેહ બાળાનો હતો. તે સુશોભીત અક્ષરોથી બંગ ભાષામાં લખવામાં આવ્યો હતો. મારૂં

સરનામું વાંચી રાઘવદાદાએ મને હાક મારી સુરેશ ? સુરેશ ! હું હાજર થયો કે રાઘવદાદાએ મારા હાથમાં પત્ર મુકયો—મને કહ્યું—તે પત્ર વાંચ જોઉ ! તેમાં શરમ રાખવાની નથી. મેં પત્ર ફોડી રાઘવદાદાની સામે ખુરશી પર બેશી અલ્હાદપૂર્વક વાંચવા માંડયો.

પ્રાણેશ !

ત્હમો જલદી ઘેર આવો. પચાસ દિવસ થયાં ત્હમારો પત્ર નથી. આ સ્નેહબાળાને ભુલવી તે આપના સ્નેહની ખામી જ ગણાય ગુરૂપુર્ણીમાને દિવસે ગંગા સ્નાન કરી સાસુજીની ગૌરી પુજન વ્રત કરવાની મેં આજ્ઞા માગી, પછી સાસુજીએ મને બે ત્રણ વચનો કહ્યા તે અત્રે જણાવતી નથી ફક્ત એટલું તો યાદ છે કે—" ત્હારા બાપે મને કાંઇ પૈસા આપ્યા નથી માટે હું વ્રત કરાવી શકું. " તે દિવસથી હું પિયરમાં છું, આપને અત્રે આવવાની ફુરસદ ન હોય તો વ્રત વિધાનમાં ખર્ચ જોગ રૂપિયા મોકલજો પણ રંકદાસીને ભૂલવી યોગ્ય નથી પત્ર રૂપી દર્શનનો લાભ આપશો. તા. ૫ મી આગષ્ટ સને ૧૯૨૦

આપની રંક દાસી

સ્નેહબાળા.

મેં તે પત્ર વાંચ્યો કે ડબ ડબ આંખમાં આંસુ ભરાઇ આવ્યાં—રાઘવદાદાએ કહ્યું:—રૂવે છે કેમ પાગલ !

મેં કહ્યું:—રાઘવદાદા ! હુ કાંઇ રોતો નથી. મને સ્નેહબાળાનો સ્નેહ યાદ આવે છે.

એમ હોય તો તુ ઘેર જા ભાઇ ! મારે ત્હને પંચાવન વરસે શું કહેવું ! "રાઘવદાદાએ કહ્યું":—

ત્હારા માટે હું સાહેબ મહેરબાનને કહી રજા લઇ આવું છું. એમ કહેતાં રાઘવદાદા ટેબલ પરથી રજા ફૉર્મ ભરીને સાહેબ બહાદુરનો હુકમ મેળવવા દોડયા—મેં પાંચ સાત વખત તે પત્ર વાંચ્યો—પણ મ્હારૂં મગજ સ્થીર થયું નહી. માતુશ્રી સ્નેહબાળાને કેમ લખ્યાં હશે. શું માતુશ્રીનામાં એટલો પણ વિવેક નહોય ? કે સ્નેહબાળાને ખોટાં વચન કહી તેને અસંતોષ આપવો. હું જાઉં તો માને કંઇ કહું ! એમ વિચાર કરૂં છું. એટલામાં રાઘવદાદા દોડતા દોડતા આવ્યા ને મારા ટેબલ પર હાથ ઠોકયો—પેલું ફૉર્મ વંચાવ્યું જેમાં પંદર દિવસની રજાની મંજુરી મળી હતી પછી—રાઘવદાએ કહ્યું—ઉઠ ઉઠ ગાડીનો ટાઇમ લેઇટ થયો. મેં કહ્યું રાઘવદાદા કેટલો ટાઇમ ! રાઘવદાદા વૃદ્ધ હતા. પણ તેમની બોલવાથી હમ છમ બધી અંગ્રેજીમાંજ હતી. તેમણે કહ્યું.

ફાઇવ—માયનસ એઇટ—મેં કહ્યું; રાઘવદાદા તુંમ હિંદી મેં બોલો.

રાઘવદાદા એ કહ્યું. શું મારૂ કરમ બોલું. ( પાંચમાં આઠ કમ ) મેં કહ્યું રાઘવદાદા હું હકની રજા ઉપર દીન વીસ કેડે જઇશ હમણાં ઘડી ઘડી દેશમાં જવા હું ખુશી નથી એમ કહી રજાનુ ફૉર્મ મેં સાહેબ બહાદુરને પાછું મોકલાવ્યું. રાઘવદાદા ખીજાઇ ગયા અને મને કહ્યું.

ચાલ ચાલ પાગલ ? તને સ્ત્રિનો મોહ નથી. પંદર દીવસ પછી જજે. એમ કહી રાઘવદાદા તેમની ઓફીસમાં ગયા આઠમીવાર મેં તે પત્ર વાંચ્યો પાછો પત્ર બંધ કરી ખીસામાં મુકી હુ મારા કામમાં પ્રવર્ત્ત થયો.

હું ઓફીસમાં બેઠો છું કે અમારા ગામનો તારકપ્રસાદ મને

મળવા આવ્યો. તેને મેં ખુરશી આપી તે બેઠો કે તરતજ તેણે મારા ઘરના સમાચાર કહેવા માંડ્યા.

સુરેશ ? તમારે ઘેર સૌ કુશળ છે. છેવો સૌ સારૂ પણ તમારાં માતુશ્રીએ સ્નેહબાળાને ન કહેવાય તેવાં ઘણાં કડવાં વચનો કહ્યાં છે. તેનું વૃક્ષ કડવું જ ઉત્પન્ન થશે ન થાય તો મને તારકપ્રસાદ મત કહેજો ?

મેં કહ્યું–તારક ? કહે જોઉ—સ્નેહબાળાનુ શું થયું તે હાલમાં ક્યાં છે તેના પિયર છે કે મારે ઘેર.

## પ્રકરણ ૮ મું.

### કડવું વૃક્ષ.

તારકપ્રસાદ બોલ્યો,––કુસંપ એ કડવું વૃક્ષ છે. જેવું વૃક્ષ તેવાં ફળ—તમારા ઘરના કુસંપથી સ્નેહબાળા ત્હેના પિયર ગઈ હતી. વૃત વિધાન પૂર્ણ કરીને ઘેર આવી ઘરમાં પગ મૂકતાંજ તમારી મા બોલી કે–વહુ ત્હારા પિયરથી કાંઇ રકમ લાવી છે ? જો લાવી હોય તો ત્હારે તારી રકમ જુદી રાખવી. તારા બાપનો પૈસો મારા ઘરમાં ન જોઇયે. એ ભાંડ ત્હને શું આપવાનો હતો ?

સાંભળતાંજ સ્નેહ બાળાને ઘણીજ દીલગીરી ઉત્પન્ન થઇ. સર્વ હકીકત મારા ઘરમાં મારી મા ન સાંભળે તેમ તેણીએ મારી સ્રી આગળ રોતાં રોતાં કહી–સ્વામી વર્ષની અંદર ક્યારે આવશે ? એમ કહેતાં વળી રોઇ પડી–ભાઇ દુર બેઠાં હું એ બંન્ને સ્રીઓની

વાત સાંભળતો હતો—કે શનીશ્વરની મૂર્તિ સમાન મારી મા આવી ઉભી રહી ને હું બહાર ચાલ્યો ગયો.

આ વાત પંદર દીવસ ઉપરની છે. ત્હમને સ્નેહ બાળાએ પત્ર લખ્યો હશે. પણ તમોએ કાંઈ જવાબ આપ્યો નહી. મારી સ્ત્રી અને સ્નેહ બાળાનો મૈત્રીભાવ એટલે તેના આગ્રહથી મારે તમને સમાચાર કહેવા આવવું પડયું. ભાઈ આવતાં મને બહુ વીત્યું ટ્રેનમાં ટીકીટ કલેકટર મને બે તમાચા મારી ગયો. કારણ માત્ર એણે મને પૂછયું. તમો કયાં જાઓ છો ? મેં કહ્યું કયાંતે જો આ ટીકીટ. તરતજ તે છેડાઇ ગયો ને મને બે થપડ મારી. મેં ગાર્ડ સાહેબને કહ્યું. તો ગાર્ડે મારી ચોટલી ખેંચી. અને ખેંચતાણમાં મારી જનોઇ તૂટી ગઇ. જુઓ આ નવી જનોઇ. કહેતાં જનોઇ મને બતાવીને તારકપ્રસાદ ચૂપ રહ્યો. મેં પૂછયું.—તારક ? તું મ્હારી સાથે ઘેર આવશે. તારકપ્રસાદે કહ્યું:—હા કેમ નહી આવું ? હું ત્હમનેજ તેડવા આવ્યોછું. કારણ ગઇ કાલનુ સ્નેહબાળાનું શરીર અસ્વસ્થ છે.

" અસ્વસ્થ " સાંભળી મારી આંખમાં બે બિંદુ અશ્રુનાં આવ્યાં તે તારકપ્રસાદે જોયું અને મૌન્ય ધારણ કરી બેશી રહ્યો. તારકપ્રસાદને ત્યાં બેસાડી હું રાઘવદાદાની પાસે ગયો. રાઘવદાદા કલકતાના હાવરા સ્ટેશન ઉપર પડેલી ધાડનાં ઓચરીયાં લખતા હતા. અને વચમાં વચમાં ગુંચવણ પડતા. સાહેબ બહાદુરને ટેલીફોન કરતા હતા. ત્હેમનો ૪ વરસનો છોકરો નામે બુચો ખુરશીને અઢેલી ઉભો હતો, મેં પૂછયું—રાઘવદાદા ? તમારૂ લખવું જરા બંધ કરો. દસ મીનીટ મારી અરજ સાંભળો મારા ગામનો તારકપ્રસાદ આવ્યો છે ખાસ મને સમાચાર કહેવા કહી હું રાઘવદાદા આગળ રોઇ

પડયો રાઘવદાદાએ પૂછ્યું સુરેશ ? તું પાગલ છે, રોવું નહિ મને બધી હકીકત કહે. હું તારા માટે સાહેબ બહાદુરને ભલામણ કરીશ. વાત ચાલે છે કે તારકપ્રસાદ દોડતો દોડતો આવ્યો. મને ઉદ્દેશી કહેવા લાગ્યો. તમારો તાર આવ્યો છે. તમારી સહીની જરૂર છે. એકદમ હું દોડયો—ટેબલ સાથે મારૂં ઢીંચણ અફળાયું. પગમાં કંપારી છુટી જેમ તેમ કરી તાર વાંચવાની બે મિનીટ મને બે વર્ષ જેટલી થઇ. સહી કરી તાર ફોડયો તેમાં હતું જે.

"સ્નેહ બાળા—વેરી–ડેન્જરસ્લી ઇલ ( સીક ) કમ સુન" હું રાઘવદાદા પાસે ગયો. રાઘવદાદા તાર વાંચી દીલગીર તો થયા પણ મને આશ્વાન આપતાં બોલ્યા.—

સુરેશ—સ્નેહબાળા છે તો ખુશી મઝાહમાં પણ સાસુના કલહથી ત્હને તેડાવવા માટે આ તાર કર્યો છે. ભાઇ તું ઘેર જા. હિંદુ કુટુમ્બોમાં આજ કાલ કુસંપનાં કડવાં વૃક્ષ ઉગેલાં છે. તેમાં ઘણાં સાસુ વહુની લડાઇઓનાં ફાંટા બાજ વૃક્ષો ઉત્પન્ન થાય છે. ત્હેનો આ દાખલો આટલુ કહી રાઘવદાદાએ મારી સાથે રહેવા તારકપ્રસાદને કહ્યું. હું અને તારકપ્રસાદ બન્ને ઘેર આવવા સ્ટેશન તરફ દોડયા.—

## પ્રકરણ ૯ મું.

### સ્નેહબાળાનો વિયોગ.

દોડ દોડ કરતા અમો સ્ટેશનમાં આવી પહોંચ્યા. ટીકીટ લેતાં વાર લાગશે, એમ સમજી—સ્ટેશનમાં હું ઘુસી ગયો. તારકપ્રસાદ

પાછળ ધસમસ્યો આવતો હતો. તેનું માથું ટીકીટ કલેક્ટરના માથા જોડે ટીચાયું. બન્નેને જરા ટપ્પાટપ્પી તો થઈ. પણ એક ગૃહસ્થે બન્નેની સલાહ કરી દીધી. ટીકીટ કલેક્ટરે આંગળાનો ઇસારો કરી બક્ષીસ માગી તે મેં ખુશીથી આપી, તારક છુટી ગયો. અડધી મીનીટમાં ટ્રેન આવી.

અમો ગાડીમાં બેઠા. ગાડી ચાલે છે કે ઉભી છે તે મ્હને ભાન ન્હોતું. ઉતરૂં ન્હડું એમ થયાં કરતું હતું. અમોએ અમારી જગા લીધી. આટલાં બધાં પેસેન્જર ! આ પેસેન્જર કલકત્તા જતાં હશે. હું સ્નેહબાળાની વાત કોને પૂછું એમ થયાં કરતું હતું. ગાડી કેમ ધીમા ચાલે છે. ગાડી કરતાં તારનું સાધન ઉત્તમ. એમ હોત તો હું તાર ઉપર બેસત ને કલકત્તા પ્હોંચી જાત. આમ વિચાર થયા કરતા હતા. તારકપ્રસાદ બોલ્યો—સુરેશ ! હવે આવે તે હાવરાનું સ્ટેશન આપણે હાવરા ઉતરવું. પછી ટ્રામમાં ચાલ્યા જઇશું.

ગાડી ચાલતી હતી ને હાવરાના સ્ટેશનની હું એકી ટસે માર્ગ-પ્રતીક્ષા કરતો હતો. સ્ટેશનની લાઇટ નજરે પડી. સમય રાતના આઠ વાગ્યાનો હતો. એકદમ ઘેર પહોંચી જવું એમજ થયાં કરતું હતું.

સ્ટેશનમાં ટ્રેન દાખલ થઇ. જરા ધીમી પડી કે હું ઝડપ દઇ ટ્રેનમાંથી કુદી પડયો. જ્યારે ટ્રેન બરાબર ઉભી રહી ત્યારે તારક-પ્રસાદ ઉતર્યો. તારકપ્રસાદ તેની સ્ત્રીને મળવા ઉત્કંઠીત હતો એથી તે ટ્રેનમાં ચીરૂટનું બાકસ ભૂલી ગયો. મારી સ્ટીક [ લાકડી ] ટ્રેન-ના પ્લેટફોર્મમાં પડી ગઇ તે મેં જવા દીધી.

અમો સ્ટેશન બહાર આવ્યા. જેમ વાંદરીનું બચ્ચું એની માને વળગી પડે એમ અમો બેઉ ટ્રામને વળગી પડયા. દસ મીનીટમાં ધરમતોલ્લા સ્ટ્રીટમાં આવી પ્હોંચ્યા. અમારે ધર્મતોલ્લા સ્ટ્રીટમાં

ઉતરવાનું હતું. પહેલાં હું ડાકતર મોદકપ્રસાદને મળ્યો. તેમને સ્નેહબાળા સંબંધીની હકીકત પૂછી.

મોદકપ્રસાદે એક ગોળી મને સ્વાદીષ્ટ ચુર્ણની આપી. તે મેં ખાધી નહીં. તારકપ્રસાદે તે ગોળીનો સ્વાદ લીધો. પછી ડોકટર મોદકપ્રસાદે કહ્યું:-

" સવારના દસ વાગે હું તમારે ઘેર ગયો હતો. તમારાં માતુશ્રી શાન્ત છે. હોય તે તો સાસુ વહુનાં લડાઇઓ ચાલ્યાં જાય. આજે તો સ્નેહબાળાની તબીયત ઘણું અસ્વસ્થ છે. ન કરે નારાયણ ને તે બચે તો ઘણું સારૂં. "

ડાકટર સાહેબને મેં નમસ્કાર કર્યા રજા માગી કે ડાકટરે મને " ગુડનાઇટ " કહ્યું. તારકપ્રસાદ ગાડી લાવ્યો ને અમો બન્ને ઘેર ગયા. ગાડીવાળાએ ' રૂપિયો ગાડીભાડાનો માગ્યો. મારી પાસે નોટો હતી આતે રુપિયાની નોટ કે સોનાની કંઇ ભાન રહ્યું નહીં. મેં તેને દસની નોટ આપી તે ખીસામાં નાંખી ચાલતો થયો.

હું ઘરમાં દાખલ થયો કે માતાએ કહયું-ભાઇ સુરેશ ! હવે જો આ તારી વહુ ઢોંગ કરી પડી છે. દાકતરને મેં પચાસ રુપિયા આપ્યા. લાવ રૂપિયા. મેં માને નોટ આપી. હુ સ્નેહબાળાની પાસે ગયો. તેનો વિચાર આત્મઘાત કરવાનો હતો અને તે ચકમની માફક બકતી હતી. એ ચાર વાકયો એની ઘેલછાનાં મેં સાંભળ્યાં.

" સાસુની કીટ કીટ સહન થતી નથી. સ્વામી ક્યારે આવશે ? ત્હેમને સ્નેહબાળાના દુઃખની શું ખબર ? હુ સામેના ટાંકામાં પડી આપઘાત કરૂ. ના ના તેમ બને નહિ. "

મેં કહ્યું. " સ્નેહબાળા ! " તું શુ બકે છે ? હુ આ આવ્યો. મારી

માતા સ્નેહબાળાને મારી પિછાણ આપતી હતી પણ મેં તેનો હાથ છુટવી દીધો તેમને બહાર જવાને કહ્યું.

તારક માને હાથ પકડી બહાર લઇ ગયો. મને જોઇ મારો ચહેરો જોઇને સ્નેહબાળાએ અંતીમ શ્વાસ છોડયો. તેના હૃદયમાં ધબકારા છુટયા. મેં તારકને હાક મારી. તારકપ્રસાદ ડાક્ટરને તેડવા ગાડી લઈ દોડયો. સ્નેહબાળા બોલી "પ્રાણેશ–મ–ને–" આટલું બોલી ચુપ રહી. મેં તેને ઘણી બોલાવી પણ તે બોલી નહી. દાક્તર આવ્યા. દાક્તર સાહેબે નાડી જોઇને કહ્યું:

"સુરેશ! સ્નેહબાળા તે હવે ત્હારી સ્નેહબાળા નથી. જ્યાં સુધી તને જોયો ન્હોતો ત્યાં સુધીજ તે જીવતી હતી. જે કંઇ બોલતી હતી તે બધી એની ઘેલછા હતો. સાસુના કલેશથી એની મગજ બીમારી વધી પડી. અને આ નશ્વર દુનયા દસ મીનીટમાં છોડી જશે." સાંભળી–હું રોઇ પડયો, રોવું શામાટે? એમ વળી ધીરજ આવી, સગાઓ ભેગા થઇ ગયા. મા–લોકોને બતાવવા છાતી માથાં કૂટવા લાગી. હું તેને ધીરજ આપતો હતો પણ તારકે ના પાડી! સ્નેહબાળા મારા હૃદયમાં સ્નેહ મૂકી ચાલી ગઇ. અને અગ્નિદાહ કર્યો. ઘેર આવી માતાએ કહ્યું.—બેટા એક મરી ગઈ તો બીજી લાવીશું. મેં કહ્યું—શુ સ્નેહબાળાને લાવશો. માતાએ કહ્યું. ના ના મને તેવી સ્ત્રિ ન જોઇયે. માતા મારાપર ગુસ્સે થઇ ગઇ અને કહેવા લાગી—તારે સ્નેહબાળા જોઇએ. તો તેની ખાખ ચોળી ચાલ્યો જા પણ એ સ્નેહબાળા હવે મળવાની નથી.

માતાના વચન અનુસાર—સ્નેહબાળાને જ્યાં અગ્ની દાહ કર્યો હતો તેજ ભસ્મ ચોળી હુ સન્યાસી થયો બનારસના એક મહાત્માને મેં ગુરૂ કર્યા છે. તેમની આજ્ઞા અનુસાર રાઘવદાદાને ઓરીસની

નોકરી છોડાવી મારી મિલ્કતનુ ટ્રસ્ટ તેમને સોપ્યું છે. રાઘવદાદા વયો વૃદ્ધ છે. તે વાનપ્રસ્થી છે પણ તેમને જંજાળ પડી એટલે મારી સેવા ચાકરી કરી પોતાનો નિભાવ કરે છે. મારે નાશક ત્રંબક જવું હતું તે રાઘલદાદા અને હુ બન્ને ત્રંબકેશ્વર જઇયે છીયે.

બોલો,—નારાયણ—નારાયણ—નારાયણ—એમ કહી સન્યાશીએ માળા ફેરવવા માંડી—રાઘવદાદા ઉંઘમાંથી ઉઠયા. કે ધનચક્કરે પૂછયું—સન્યાશીની વાત તમોએ સાંભળી ! રાઘવદાદાએ કહ્યું, ના મ્હને સ્વપ્નુ આવ્યું.

શુ સ્વપ્નુ આવ્યું ? ધનચક્કરે પૂછયું.

મારો ગુડ ગુડીયો હોકકો કોઇ લઇ ગયું. ને હુ તેની પાછળ દોડયો. દોડુંછું કે ટ્રેનના પાટામાં કચડાઇ ગયો ને હુ જાગી ઉઠયો.

મેં કહ્યું રાઘવદાદા રડવુ તે સ્વપ્ન સારૂ છે ને હસવુ તે સ્વપન ખોટું છે માટે તમને સારૂ શ્વપનુ આવ્યુ છે વાત ચાલે છે ને ગ્રાન્ટરોડનુ સ્ટેશન આવ્યુ—અમો ગ્રાન્ટરોડ ઉતરી પડયા મુબઇ ત્રણ ચાર દીવસ રહ્યા મેલના દિવસે અમો વિલાયત જવાની પાસ પોર્ટ લઇ તૈયાર થયા.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### મામા બોઘારામ.

બોઘારામે ન્યાતની ખટપટો ઘણી કરી હતી, અને એ અભાવે હવે સંન્યસ્થ લેવા વિચાર કર્યો હતો. પણ કોઇ સાચો ગુરૂ મળી શકતો ન્હોતો. જ્ઞાતિમાં ઉછરતી ઉમ્મરનો એક હરિ-

શંકર કરીને યુવાન હતો. તે બોધારામનો સ્હાધ્યાયી હતો. બોધારામ અને હરિશંકરે એક ગામઠી નિશાળના મહેતાજીના હાથ નિચે અભ્યાસ કર્યો હતો. બોધારામે હવે ગ્નાતી ખટપટ ઓછી કરી હતી જ્યારે હરિશંકર ન્યાતનો અગ્રેસર થઇ પડયો હતો. તેના બાપદાદા કુળવાન હતા. એ ઇજતથીજ એનુ ગાડુ સરળ માર્ગે પડયું હતું સંધ્યા વંદનાદીક કદી કરતો ન્હોતો, એટલે ન્યાતમાં એની મોટી ચર્ચા થઈ પડી હતી. બીચારા એના હાથ નિચે ડબાયલા ઘણાક કુવારા માણસો એને લાંચ રૂશ્વત આપીને તેમનુ કામ સાધી લેતા. કોઇક કમાઉ યુવકને કુંવારો હોય તેને પરણાવુંછું એમ કહી ફોસલાવી પટાવી કંઇક રકમ એવા ગરીબો પાસેથી તફડાવી જતો, તેમાંનો એક ત્રતીયાંશ ભાગ બોધારામને આપતો કારણ બોધારામ બડો યુક્તિબાજ અને ચાલાક ગ્નાતી અગ્રેસર હતો. બીજો એક ગ્નાતી અગ્રેસર હતો ત્હેનું નામ ખેમો ભટ હતું તેના વંશમાં અઠ્ઠોતેર વંશમાં અઠ્ઠોત્તેર છોકરા હતા. એ બધાઓને પરણાવવા એતો એને ચપટી માત્રમાં હતું. કોઇ ગરીબ વિધવાઓને ધમકી આપી ડબાવી પટાવી કન્યા મેળવી લેતો. ઘણાં કુટુમ્બોમાં ન્યાતો કરાવી મીષ્ટાન્નનો વ્યવહાર તેણે વધારી દીધો હતો. બોધારામની પાઘડી દરેક અવસર પ્રસંગોમાં મળવી જોઈએ. એમ કાયદો હતો. ગરીબ, ભોળા, અભણ માણસો. અને વિધવાઓ એટલાં ગ્નાતીજનો એના દાબમાં આવી જતાં ફક્ત ધનચક્કર અને હું તેને માનવો કે નહી. તે સંબંધી પાકો ઠરાવ કરી ચુકયા હતા, ધનચક્કર [પેલા] હરિશંકરને ગાળ સિવાય વાત કરતો નહિ જ્યારે હું તો તેમને ગ્નાતી અગ્રેસર તરીકે માન આપતો બોધારામ ધનચક્કરના મામા હતા. એટલે ધનચક્કર તેમને કાંઇ બોલી શકતો નહિ. તો પણ મામાને કોઇક કોઇક વખતે રોકડું પરખાવી દેતો.

હરિશંકર અને ભોધારામ એ બન્નેનું હૃદય કાંચ રૂસ્વતોથી પત્થર જેવું થઇ ગયું હતું. એટલે તેમને ડર માત્ર તીરસ્કારનો હોય તો તે ખરૂંજ હતું. ડર પોતાની ઇજ્જત આબરૂને છે. કાંઇ ખોટી ધમકીને નથી, એમ ભોધારામ પુરૂ સમજતા હતા. હાલમાં એમનું વય પચાસ ઉપર ગયું હતું. તે લોકોના અપવાદરૂપ તિરસ્કારોથી હરિશંકરને સાથે લઇને મુંબઇ સુધી વળાવવા આવ્યા હતા.

સ્ટીમરનું ભૂંગળું વાગ્યું. અમારી બેગ પાકેટો લઇ હમાલ જોરબંધ ચહડવા લાગ્યા. કેપ્ટન, ચલોજી એકદમ ઉપર આ જાઓ. એમ બુમો ઉપર બુમો પાડવા લાગ્યો. સાંભળતાંજ ઘનચક્કર મંકી (વાંદરા) પ્રેકટીસ મુજબ સડાક દઇ સ્ટીમર ઉપર ચહડી ગયો. હું બે પગથીયાં ચહડું છું એટલામાંજ લપટી પડયો. અને તે કેટલાક વિચારોમાં મ્હારૂં મન ઉદ્દભવ પામ્યું હતું. એ વિચાર તે માત્ર ડાર્લીંગ સંબંધીનાજ હતા.

અમો ઉપર ચહડયા કે ભોધારામે કહ્યું:—અલ્યા મુર્ખાઓ ત્હમે હજુ પણ પાછા વળો. તમને જ્ઞાતિ, જ્ઞાતિ બહાર કરશે. ભાઇ, ઘનચક્કર, તું મારૂં કહ્યું માની પાછો ચાલ એમાંજ સારૂં છે.

ઘનચક્કરે મ્હારી તરફ દ્રષ્ટિ ફેરતતાં કહ્યું:—ભાઇ ? આ કેવું બેકસેન્ટન્સ શું મામા હજુ ઓલ્ડ ક્રેડીટ (જુના વિચાર) ના વોટ કેન આઈ ગીવ એન્સર.

મેં કંઇ જવાબ આપ્યો નહિ. પણ ઘનચક્કરે તો મામાને નિચે મુજબ રોકડું પરખાવી દીધું.

મામા ? જ્ઞાતિને હું માનતો નથી. શું ભગવદ્દગીતાનું વાક્ય ભૂલી ગયા ? “ ઇશ્વર સર્વ ભૂતોમાં રહેલો છે ” એવા કુબીશ લોકોને હું માનતો નથી.

ભોધારામે હરિશંકરને કહ્યું, હરિશંકરભાઇ ? ઘનચક્કર ઉદ્ધત છે. માટે એને કાંઇ સમજાવો. " હરિશંકરે ધનચક્કરને પ્રશ્ન કર્યો. અલ્યા. ઘનચક્કર ! તું આજકાલનું છોકરૂં અમારૂં કહ્યું માનતો નથી. ત્હને ગ્નાતી બહાર મુકવાની હું ચીઠ્ઠીયો લખીશ. માટે આ વ્હાણ (સ્ટીમર) માંથી તું ઉતરી જા.

ઘનચક્કરે કહ્યું; જા જા સાલા તારાથી થાય તે કરી લેજે. મારા તરફ જોઇ, અં......... કેવાં સાલા ખરાબ લોક ! મામાને તો શરમથી કાંઇ બોલી શકું નહિ પણ હરિશંકર કેવો રોફ્ફ મારી ગયો ? એને લડાઇને મોખરે તોપના ગોળા ઉપર ઉભો કરવો જોઇયે.

મેં કહ્યું, ઘનચક્કર ? તે ગ્નાતિ અગ્રેસર છે. એટલે એમ પણ બોલે તે આપણે સહન કવવું જોઇયે. વાત પુરી થઇ કે બીજું ભુંગળું વાગ્યું,–સ્ટીમરે પોતાની કુંચી ધીમે રહી ફેરવી નીચે ઉભે-લાંઓમાંથી; આવજો, પત્ર લખજો, તમારાં શરીર સાચવજો એમ પ્રશ્નો ઉપર પ્રશ્નો થવા લાગ્યા. હું બે હાથ જોડીને સૌને નમસ્કાર કરતો હતો જ્યારે ધનચક્કર, પોતાની ટોપી હાથમાં લઇ " ગુડ બાય ગુડ " એમ કહ્યાં જતો હતો. અડધા કલાકમાં તો સ્ટીમરે મુંબઇની ઝાંખી દ્રષ્ટિ પણ દુર કરી પશ્ચિમમાંજ પ્રયાણ કર્યું. સ્ટી-મરમાં સભ્યતાથી ચાલ્યું તો તે માત્ર હું એકલોજ હતો.

ધનચક્કરે પોતાની જનોઇ દરિયામાં ફેંકી દીધી. મેં કહ્યું,– ધનચક્કર ! આ શું ! જો એમ હતું તો જનોઈ કહેડમાં બાંધવી જોઇયે. " મારી વાત સાંભળતા પહેલાંજ ધનચક્કરે મને નિચે મુજબ જવાબ આપ્યા. "

અં........! તમે તદ્દન સેન્સ વગરના છો. તદ્દન તમારી ઓલ્ડ ક્રેડીટ ( જુના વિચારો ) જનોઇ પહેરવું હશે તો, મુંબઇ આવી પૈસાનો તાગડો [ જનોઇ ] પહેરી લઇશું. અહીં સાહેબ લોક આપણી મશ્કરી કરે. જેટલું ગ્નાતીનું જોર તેટલુંજ હવે આપણા પર લંડન વાસીઓનું જોર સમજી લેવું. બસ ? હવે તમારે અહીંની રીતભાતમાં આવવું.

રાત્રે આઠ નવ વાગતાંમાં તો હું લાઇબ્રેરી રૂમમાં ચાલ્યો જતો અથવા મારા રૂપમાં નિંદ્રા દેવીનું આરાધન કરતો. નિંદ્રાધીન થઇ જતો. ધનચક્કરે તો એથી ઉલટીજ વલણ લીધી હતી.

તે સાહેબ લોકોની ટી [ ચાહા ] પાર્ટીમાં ભળી જતો. અને ડાન્સિંગમાં પણ પટાવાળાને ચાર આઠ આના આપી પોતાની ખુરશી વચમાં મંડાવતો. સાંજે ચાર વાગે ક્રીકેટ મેચમાં ભળી જતો. અથવા ફુટબોલની રમત રમતો. સૌને કહેતો કે હું તો એંગ્લો ઇન્ડીયન છું. એણે પોતાનું ખરૂં નામ બદલીને "ચેલેન્ટીઝ" રાખ્યું હતું. મને તો એણે શિખવાડયું એવું "ડીફ્રફ" નામ રાખવું પડયું હતું. હવે અમારી વાત "ચેલેન્ટીઝ" અને "ડીફ્રફ" એ નામથી સમજી લેવી.

આ વાત, વિસ દિવસ પછીની છે. અમે લંડનના એક જાણીતા મહોલ્લામાં રહાયે છીયે. ધનચક્કર, ડોકટરી શિખે છે. અને હું તો મેટ્રીક ક્લાસમાં એક ન્હાની કોલેજમાં સ્કોલર છું. મારૂં અભ્યાસ તરફ ધ્યાન સાધારણ છે. જ્યારે ધનચક્કરે પોતાનો આત્મા તેના અધ્યક્ષ ડોકટરને અર્પણ કરેલો છે. મારો ડ્રેસ સાધારણ સાદોજ છે જ્યારે ધનચક્કરને હેટ, નેકટાઇ, અને પીન વગર ચાલતુંજ નથી.

આજે મારૂમન બીજાજ વિચારોમાં દોરાવવું છે તે વિચાર તે

માત્ર મીસ્સ ડાર્લીંગ સંબંધીનાજ હતા. ડાર્લીંગને મેળવવા મેં ધનચક્કરને ઘણી વાર કહેલું. તેણે અહીં આવ્યા પછી એ વાત ઉડાવીજ દીધી. તેને ઘણી સ્ત્રીઓ જોડે પરિચય હતો. વખતો વખતે તે કોઇને કોઇ સ્ત્રીને લઇ હાઇડ પાર્કમાં હવા ખાવા જતો. "હાર્ટલી" નામની ગોરી મડમની સાથે એનો સંબંધ ઓર ઓર પ્રકારનો હતો. તેને લઈને કેટલીક વાર તે મેળાવડામાં ડાન્સ પણ કરતો. ડાર્લીંગને હવે ક્યાં મેળવવી. એના ઉપર મને ખોટો મોહ નથી. એના સબંધી મારી ખરાબ વાસનાઓ નથી. જીજ્ઞાસા માત્ર જાહેરખબર ઉપરજ હતી. ડાર્લીંગનો ડેન્સ જોવાને મારૂ મન લલચાયું હતું.

## પ્રકરણ ૧૧ મું.

### મીસ્ટરનું બુલબુલ.

સાંજનો સમય થઇ ગયો છે. સંધ્યાએ પોતાની લાલ લાલ છાંયા આકાશમાં પ્રસરાવી દીધી છે. ઘાટી આવીને ટેબલ ઉપર બત્તી કરી ગયો. અને પૂછ્યું–" ખાવાનું શું કરીશું ! ભટજી મહારાજે કહેવડાવ્યું છે. મેં કહ્યું,—શાક, પુરી ને દુધ બનાવજો. પણ ધનચક્કરે તો છાપું વાંચતાં હુકમ કર્યો. જે મારે માટે ચાહાની વ્યવસ્થા કરી લેવી. ભલે અં.........ને એ ખાણું આપવું.

મારા તરફ આત્મિય ગુસ્સો જાહેર કરતાં ધનચક્કર મનમાં ને મનમાં બબડયો, શું અં......... હજુ જુના વિચારનો ? એ બિસ્કુટ પણ ખાય નહિ. ને ચ્હા પણ પીયે નહીં. વળી રામાને હાક મારી, રામા ? આમ આવ.

રામો આવ્યો. અને નમ્રતાપૂર્વક શેઠને કહેવા લાગ્યો.

કસે શેઠજી ! માલા કસે બોલાવલે ?

હા,—યે ફોટા ભટજી મહારાજ કો દેવાયલા પાહીજે. કહેતાં–એક ફોટો રામાના હાથમાં મૂકયો.

(ઘાટી) રામો ખુશી થઇ ગયો. નાચતો કૂદતો. ભટ મહારાજને તે છબી રસોડામાં આપવા ગયો. જતાં જતાં ઘાટીનુ માથુ રૂમની સાખમાં ટીચાયું. અને તેને ઠોકર લાગી. તેનુ ચીત એક તાર બની ગયું હતું. મેં પુછ્યું એ શું ફોટો છે ? રામાએ કહ્યું બગા (જુઓ) મેં જોયું તો તેમાં એક સ્ત્રિ ચિતરાયલી હતી. તે કોણ કે વાંચક સ્વયં વિચાર કરશે. "મીસરનું બુલબુલ મીસ્સ ડાલીંગ હતી."

લંડનનો ઠાઠ–માઠ, ઢોર દમામ ધનીક ગૃહસ્થોનું આવવું જવું. અને જન સમાજનુ એક મોટુ જુથ્થ જોઇને તમને નવાઇ જ લાગશે. શહેરની એક પગથી પરથી બીજી પગથી પર જતાં, જળના વહેતા જોસબંધ પ્રવાહમાંથી નિકળી જતાં તમારે જેટલી સાવચેતી રાખવી પડશે તેટલું અહીં પણ સમજી લેવું.

ત્યાં કોઇ પણ સુસ્ત નથી. સૌના ચ્હેરા પર ચંચળતા ઇનાં ચિન્હો પ્રસરી રહેલાં છે. મોજ શોખનાં સાધન પણ કાંઇ કમી નથી. સસ્તા ભાડાની મોટર–ટ્રામ ગાડીયો અને ઓમ્નીબસ ઠેર ઠેર નજરે પડે છે. ટેલીફોનનુ સાધન પણ કાંઇ કમી નથી. ત્યાંની નાટકશાળાઓ અને કલબોનો વૈભવ જોઇ તમને સ્વર્ગીય સુખનો અનુભવ થઇ જશે. નાટકશાળાઓમાં સ્ત્રિ નાટકકારોની એકટીંગ તો શું કહેવી ભાઇ ?

આવા લંડનમાં મુંબઇના એક ભાટીયા સુહસ્થ આવી ચઢયા હતા. તેમની જોડે રસોયો અને ઘાટી બન્ને હતા. તે ગૃહસ્થ હિંદુ-

સ્તાન તરફ પાછા ફરતાં. માટી અને બ્રાહ્મણની ભલામણ અમને કરી ગયા હતા. કે તમો આવો ત્યારે તે બન્નેને વતનઘર લેતા આવજો. એમ કહ્યું હતું—

ભટજી મહારાજ ગુજરાતના એક ન્હાના (શીકા) સ્ટેટ ઘકર ગામના વતની હતા. તેમનુ નામ ચુનીલાલ હતુ. પેલો ધન-ચક્કરનો મોકલાવેલો ફોટો મહારાજે જોયો કે બહાર દોડી આવ્યા. મેં કહ્યું:-તમો એંઠા હાથે બહાર આવ્યા છો. અને વિલાયત આવ્યા પછી તો તમે વટાલ બોલ કરી દીધો છે. માટે જાઓ તમે તમારૂ કામ કરો.

ભટજી મહારાજે કહ્યું–પણ ધનચક્કરભાઇ ? આ ફોટામાં કોણ બાયડી છે. તેના પગ જરા કેમ ઉચા છે. [ ડાન્સ ફોટો હતો ) શું એ આકાશ માર્ગે ઉડી જતી હશે? પછી ધનચક્કર હસી પડયો. ફોટો લઇ લીધો. વળી મારા સામું જોઇ ગુસ્સે થઈ ગયો અને કહેવા લાગ્યો. અં........ ? આટલી બધી સિહતાઇ ન હોય–'વળી એમ કહેતાં રામાને હાંક મારી. રામો આવ્યો અને ધનચક્કરે પૂછયું.

તું આ મહારાજ પૂરી કરે છે. તે આટો ક્યાંથી લાવ્યો. !

" હે આટા તો માછીમારચે ઘરાતસે આણુલેલા આહેત " સાંભળી હુ ચૂપ્પ થઇ ગયો. અને એ દિવસથી એવો રોફ મારવો છોડી દીધો.

મારાથી બને તેટલી સભ્યતા અને ધર્મ એ બે હું પાળી શકતો.

# પ્રકરણ ૧૨ મું.

## યુનિયન કલબ.

ઠેર ઠેર બત્તિ બળી રહી છે. મહોલ્લે મહોલ્લે આકાશી-સ્વર્ગીય કિન્નરીયો ગાઈ રહી છે. રસ્તાઓ ઉપર જનપ્રવાહની કોલાહલ મચી રહી છે. અને ગાડીયો, નાટકો, કલબો, સરકસો, અને ઓપેરા હાઉસો તરફ પુરપાટ દોડી રહી છે. એવે સમયે અમો નીચે આવ્યા. કારણ આજનો દિવસ મારે ડાર્લીંગને જોવાનો હતો અને ધનચક્કરે મને યુનિયન કલબમાં આમંત્રણ કર્યું હતુ. અર્થાત અમો સાથેજ જવાના છીયે. નીચે ઉતર્યાં કે અમારી સામે ટ્રામ ગાડી ઉભી હતી. અમો બેઉ ત્રામને વળગી પડયા. એટલામાં ટીકીટ કેન્ડકટરે આવી અમને પૂછ્યું. "વ્હેર" મેં કાંઇ જવાબ આપ્યો નહી હું તો બણુચકની માફક એની સ્હામે જોઇ રહ્યો હતો. જ્યારે ધનચક્કરે એના ખીસામાંથી ફટાક દઈ પૈસા કહાડયા અને કાંઇક રકમ કંડકટરના હાથમાં આપી દીધી. ઘનચક્કરે કહ્યું:-યુનિયન કલબ. તરતજ કંડકટર ટીકીટ આપી ચાલ્યો ગયો. જેમ કોઇ વાંદરીનું બચ્ચુ એની માને વળગી પડે એમ અમો બેઉ ટ્રામને વળગી રહ્યા હતા. કે કલબના દરવાજા આગળ ટ્રામ હાજર થઇ. તરતજ અમો બંને ઝડપથી બહાર કુદી પડયા-દરવાને કોઇ મોટા અમલદારને જાણે એવી અમારી સ્હામે કુર્નીસ બજાવી. કે ઘનચક્કરે ટોપી ઉતારી હાથમા લીધી. હું તો કાંઇ એની રીતભાતમાં સમજ્યો નહિ એટલે મેં એવો વિવેક વાપર્યો નહી તરતજ ઘનચક્કર છેડાઇ ગયો.

મને ઉદ્દેશી કહેવા લાગ્યોઃ—અં......... ! તમો તદન સેન્સ વગરના છો. એટલું પણ સમજો નહીં. કેવી ખરાબ વાત ! આ ત્હમારી "ચીનાઇ" ટોપી હાથમાં ર્યો.—જોજો ! કલબમાં બેઠેલા સભ્યોની સ્હામે બગાસું કે ઉધરસ ખાશો નહી. નહિતો મારો દંડ થશે. કોઇ લેડી સુપ્રીન્ટેન્ડેન્ટને શેકહૅન્ડ કરો તો, આંચકો મારશો નહીં. નહિ તો ત્હમારા પર તે છેડાઇ જશે. રમૂજી પ્રોગ્રામ વખતે હસવું પણ નહિ કે દીલગીરી વખતે દીલગીર પણ ના થવું તમો તમારૂં નામ અંગ્રેજીમાં "ડીકૂક" કહેજો. ને હું ઍંગ્લો ઇન્ડીયન છું. એમ કલબના સભ્યો આગળ જાહેર કરજો, એટલે એમની જોડે આપણો મિત્ર સંબંધ ગોઠવાઇ જશે.

મેં કહ્યું,—ઘનચક્કર ! હું ચુસ્ત સનાતની શિવમાર્ગી.

બ્રાહ્મણને ઍન્ગ્લો ઇન્ડીયન કેમ કહી શકું ? પછી ઘનચક્કરે મ્હને સ્હમજાવ્યો કે,—

અં.........? એટલી વાર આપણો પાર્ટ ભજવવાનો છે. જો એમ કરશો તો હું બીજી વાર કલબમાં લાવીશ નહિ.

એ પછી મેં ઘનચક્કરની વાતમાં હા એ હા ભણી. કે અમો કલબમાં ગયા. પહેલાં તો લેડી-સુપ્રીન્ટેન્ડેન્ટે અમને શેકહૅન્ડ કર્યા. એ પછી બીજા સભ્યોએ અમને ખુરશી આપી. અને અમારી આગળ ટેબલ ઉપર તાજો સ્પિરિટ (દારૂ) મૂકયો. આ જોઇ હું તો એકદમ ખમચાઇ ગયો. પછી ઘનચક્કરને મેં-ઇસારાથી ચૂટી ખણી. [ કે-આ દારૂ પીવાય એમ નથી. ]

ઘનચક્કર યુક્તિથી સભ્યોની આગળ વાત ફેરવી કહેવા લાગ્યો. "ડીયર બ્રધર્સ ?" અમો બન્ને એક ડૉકટરની દવા પીયે છીયે.

અમારા ડૉક્ટરે અમને "બ્રાંડી" પીવાની મનાઇ કરેલી છે. માટે "ડીયર બ્રધર્સ" અમે ઘણુજ દીલગીર છીયે.

પટાવાળો આવ્યો. "થેન્કસ સર!" એમ કહી અમારા ટેબલ ઉપર મૂકેલી દારૂની બાટલીયો. લઇને ચાલતો થયો, એ પછી કલબમાં દસ મીનિટ શાન્તિ પ્રસરી રહી. પછી ધનચક્કરે મને ઇસારો કર્યો; કે,—જુઓ—જુઓ આ ખેલ—મેં ત્હેને હળવે રહીને પૂછ્યું—શું થવાનું છે? ત્હેણે કહ્યું—વિસ મીનીટ મેરેજ ડૅન્સ થશે. એ પછી દસ મિનીટ પિયાનો વાગશે. અને છેલ્લે અર્ધો કલાક મીક્સ ડાલીંગ નો ઍક્ટીંગ સહીત ડેન્સ થશે. મેં ઘોંઘાટ ન થાય એમ ધીમે રહીને પૂછ્યું—"મેરેજ ડેન્સ" કેવો હોય?

ધનચક્કર ખીજાઇ ગયો. અને મને કહેવા લાગ્યો. "યુ હંમ્બક" જુઓ. શું દેખતા નથી?" હું તો ધારતો હતો કે આ એક ભીંત છે. એવો પડદો એકદમ ખુલી ગયો અને "મેરેજ ડેન્સ" શરૂ થયો.

"મેરેજડેન્સ" ની રીત એવી હોય છે કે,—એક પુરૂષને એક સ્ત્રિ સામસામે એકબીજાને બાઝી ( વળગી ) તે નાચ કરે છે. તેમાં, કેટલાક સભ્ય પુરૂષોને આ રીત ઘણીજ ખરાબ લાગે છે. જેવી આપણા હિંદુસ્થાનમાં ગોકુળ મથુરાં તરફ રાસલીલાનો ડેન્સ થાય છે. કે "એક કહાન ને એક ગોપી" તેમજ મેરેજડેન્સ સ્હમજી લેવું. પરંતુ રાસલીલાની રીત તદ્દન પવિત્ર અને નિતિને ઉત્તેજીત કર્ત્તી છે. જ્યારે તે ( મેરેજ ) ડેન્સ નિતિમાં હરકત કર્તા છે. તો પણ કેટલાક યુવાન વર્ગમાં તે ડેન્સ ઘણોજ પ્રસંશનિય થઈ પડે છે.

મને એ રીત ( એકબીજાને બાઝીને ડેન્સ કરવો ) અનુકુળ

જણાઇ નહિ. પણ ધનચક્કર વંન્સમોર વંન્સમોર એમ કહેવા લાગ્યો. ને તાલીયો પર તાલીયો ઠોકવા લાગ્યો.

મેં કહ્યું;—ધનચક્કર ! એમાં શું સારૂં થાય છે કે તું તાળીયો પર તાલીયો ઉપાડે છે. ને વંસમોર-વંસમોર કહે છે !

પછી ધનચક્કર ખીજાઇ ગયો અને મ્હને કહેવા લાગ્યો. અં......? તમો સેન્સ વગરના છો, એક પાઇની તમારામાં અક્કલ નથી. છટનાંન્સન્સ આટલું બધું ભોળપણ ? આ દુનિયામાં જે ખેલ બને છે તે ઇશ્વર પ્રેરિતજ છે. ત્હમારા ઇંડિયાના મેલ પણ કોઇ બીજાએ બનાવ્યા નથીજ. ચૂપ-જુઓ જુઓ.

એમ કહી એક નવયુવાન યુવક-યુવતિ તરફ મ્હારી દ્રષ્ટિ ફેરવી. તેઓ અનુપમ સ્વર્ગિય જોડાં હતાં. મેં પૂછ્યું ધનચક્કર એ કોણ છે ? સ્ત્રિ ઘણીજ રૂપવંતી છે.

વાકય સાંભળતાંજ ધનચક્કર હસી પડયો અને કહેવા લાગ્યો. હવે પછીના પ્રોગ્રામમાં ઉતરનારી હોશિયાર બ્યુટી મીસ ડાર્લીંગ છે.

ડાર્લીંગને મેં બરાબર જોઇ-એનાં રૂપ સૌન્દર્ય એક સોપી લીટી જેવાંજ હતાં. મેં જાહેરખબરોમાં જોયેલા ફોટાનેને એને ઘણો ફેર હતો. મને મોહ માત્ર જાહેરખબરનોજ હતો. તે ઉતરી ગયો. કારણ.

ડાર્લીંગના મેરેજડેન્સમાં પહેલી ખોડ એ આવી જે-ઘણા સભ્યો વચ્ચે ત્હેણીએ તેના પ્રિય ભરથારને "ચુંબન" લીધું-એના ફેરવાઇ ગયેલા મુખ ઉપર મેં જોયું તો ગાલ ઉપર એક કાળુ ચાઠુ હતું. તે છુપાવી દેવા સફેત અર્ક લગાડયો હતો. બસ. જુઠી જાહેરખબરો ઘણી હોય છે. એમ ઘૃણા ઉત્પન્ન થઇ. છેલ્લો ડેન્સ અમોએ તે જોયો. સ્વદેશ આવવાની તૈયારીઓ થવા માંડી-હવે છેલ્લું એક પ્રકરણ વાંચો.

# પ્રકરણ ૧૩ મું.

## સ્વદેશમાં ડાકટરી.

ધુનચક્કર સ્વદેશમાં આવ્યો છે. આવે છ માસ થઇ ગયા. તેણે ગુજરાતના પાટનગર અહમદાવાદના રીચીરોડ ઉપર 'ગુજરાતી પંચ'ની જોડેજ એક ન્હાની સરખી હોસ્પીટલ ખોલી દીધી છે. ગરીબ ગરબાંને તે મફત દવા આપે છે. તફાવત માત્ર પૈસાદારને માટે ઉંચી જાતની દવા રાખવામાં આવી છે. તેના દવાખાનાના ચાર હોલ પાડવામાં આવ્યા છે. પહેલો સુતીકા ગૃહ—બીજો મૃતિકા ગૃહ. ત્રીજો મુત્રાષય ગૃહ—અને ચોથો પોતાની ઓફીસ માટેનો હોલ છે. તે ડાકટરી હોલ કહેવાય છે.

આ ડાકટરી હોલના એક ભાગમાં બે કબાટ રાખવામાં આવ્યા છે તેમાં જાતજાતની દવાઓની બાટલીઓ વીચોવીચ ભરી દીધી છે. તેના એક ભાગમાં એક છબી લટકાવેલી છે. તે નામદાર શાહેનશાહના અને શાહેનશાહ બાનુની છે બીજી છબી—તેને વિલાયતની યુનીવર્સિટી તરફથી મળેલા સર્ટીફીકેટની છે સર્ટીફીકેટ એ છબીમાં જડી લેવામાં આવ્યું છે. ત્રીજુ એક હૃદયને કંપાવે એવું હાજપીંજરનું ચીત્ર છે.

જે સુતિકાગૃહ છે. એ સુતીકાગૃહમાં સુવાવડી બૈરીઓનેજ રાખવામાં આવે છે તેમની સારવાર માટે ધોબી અને હજામની બૈરીઓને હેડ મીસ્ટ્રેસનો હોદ્દો આપી મુકી દીધેલી છે.

બીજું મૃતિકા ગૃહ છે, આ મૃતિકાગૃહ મરી ગયલા માણસોની તપાસ માટે રાખેલું છે તે સદાય બંધજ રહે છે, જ્યારે કોઇ કેસ આવે ત્યારેજ તે મકાન ઉઘાડવામાં આવે છે.

ત્રીજો મુત્રાષય ગૃહ છે. એ ઓરડામાં ગરમી અને પેસાબના દરદોની સારવાર કરવામાં આવે છે, તેના એક ભાગમાં મલમના પાટાના બે તાકા લાવી નાખી દીધા છે. એક ભાગમાં દરદીઓને પીધને વાસણ જુદું મુકવામાં આવે છે. ધોબી દરદીઓને ધુવે છે. ને હજામ પાટાપીંડી કરે છે. કમ્પાઉન્ડર દવાઓ આપે છે. ત્રણ નોકરો પોતાની ફરજ બજાવ્યા જાય છે. જ્યારે ધનચક્કર ઘરાકોને સમજાવી ડૉક્ટરી ફી વસુલ કરતો જાય છે ને ટેબલપર એક ન્હાની પેટી રાખી છે તેમાં પૈસા તફફડતો ( નાખતો ] જાય છે–

દવાખાનાનો ઉપર મુજબ વ્યવહાર ચાલ્યાં જાય છે તો બહાર મોટું બોર્ડ મારી દીધેલું છે. તે રસ્તે જતા આવતા લોક સહેલાઈથી વાંચી શકે એમ શુદ્ધ ગુજરાતી ભાષામાં લખવામાં આવ્યું છે.–બોર્ડ–

## ડૉકટર, ધનચક્કર બાટલીદાસ અલલટપ્પુનું દવાખાનું

એલ, એમ, એન્ડ એસ. ફીઝીશયન સરજ્યન આંખ, કાન, નાક, અને ગળાંના દરદોના સ્પેશ્યા લીસ્ટ વિગેરે વિગેરે.

અમદાવાદ.

ધનચક્કરે એક કુત્રો પાળેલો છે એનું નામ "ડૉક્ટર ડૉગ" રાખવામાં આવ્યું છે એ કુત્રો એને લંડનના હાઇડેપાર્કમાં મીસ હર્ટલી તરફથી ભેટ મળ્યો હતો કુત્રો આજે તોફાનમાં આવી ગયો છે એનું કારણ એવુ બન્યું જે—

મુંબઇના કોઇ ભાટીયા ગૃહસ્થને અપાન વાયુનું દરદ થઇ આવ્યું તેમનાથી હલાતું ચલાતુ નથી કેનથી ગાડીમાં બેસાતુ, તેથી તે ગૃહસ્થે મુંબઇના ઘણા ડાકટરોમાં પૈસો ખર્ચ્યો, પણ ફોકટ ગયો. ઓચીતી ડૉકટર ધનચક્કર બાટલીદાસની મુલાકાત થઇ. ધનચક્કરના અભીપ્રાય

મુજબ તે ગ્રહસ્થ અમદાવાદ દવા કરાવવા આવ્યા છે. સાથે બેચાર નોકર ચાકર છે, તે બહાર બેઠા છે. ધનચક્કર શેઠને તેના મુત્રાશય ગૃહમાં લઇ ગયો, તેમના શરીરના દરેક અવયવો તપાસ્યા અને ધનચકકરે કહ્યું.

ધારશીભાઇ ! તમોને લોહી ચઢી ગયું છે. બીજુ કંઈ દરદ નથી, લોહીના વિકારથી તમને હેરાન થવુ પડે છે. એક બે ઓપરેશનથી તમો સારા થઇ જશો પણ અંદરના ભાગમાં તો કંઇ નથી ને ? શેઠે ધોતીયુ ખોલ્યુ, અને પોતાનું ગુદા સ્થળ બતાવવા માંડયું દાકતર સાહેબ ! આ દુઃખ સહન થતું નથી એમ કહેતાં શેઠ રાઇ પડયા. "

આટલી વાતચીત થઇ ત્યાં સુધી ડાકટર સાહેબનો કુત્રો બધી ચીજ ધ્યાનથી જોતો હતો લાલ-લાલ શેઠનું "અપાન" સ્થળ જોઇને કુત્રો ખીજાઇ ગયો તડણુચનો કકડો સમજી શેઠને બચકુ ભર્યું, ડાકટર સાહેબે બે ચાર સોટી કુત્રાને ફટકાવી દીધી તેને સાંકળથી ટેબલને પાઇચે બાંધ્યો.

ધારશીભાઇ ? મારે ઓપરેશન કરવુ હતું, પણ કુતરાએ જે ડીસીઝ ત્હમને કર્યું, તેથી ખરાબ લોહી નિકળી ગયુ છે. હવે ઓપરેશનની જરૂર નથી. દવાથી એક અઠવાડીયામાં આરામ થઇ જશે ધારશીભાઇ રોતાં રોતાં તેમની કચ્છી ભાષામાં કહેવા લાગ્યા, ડૉકટર સાહેબ ? ભેંણુઝધીન્યો એડોકુત્રો હરામખોર ? ડાકટર સાહેબે આશ્વાસન આપતાં ધારશીભાઇને બેચાર મલમના પાટા બાંધી દઇ પ્રીસ્કેપશન લગાડી દીધી. ઔષધો પચારથી ધારશી ભાઇ એક અઠવાડીયામાં મુંબઇ આવી ધમધોકાર વેપાર કરવા લાગ્યા પાંચ છ દિવસ સુધી કુત્રાને ટેબલ આગળ બાંધી રાખ્યો પણ આજે પાછો

કુત્રો તોફાનમાં આવી ગયો છે, તેણે ડાક્ટર સાહેબના ટેબલ ઉપરથી ખડીયો ઢોળી નાખ્યો, બે ત્રણ કેસનાં કાગળીયાં મોઢામાં ઘાલી ચીરી નાખ્યાં ,ને બેચાર દવાની બાટલીઓ ફોડી નાખી.

ધનચક્કર કંટાળ્યો, એણે સીવીલ હસ્પીતાલમાં ડાક્ટર "બુચ" ને ટેલીફોન ર્ક્યો-દસ મીનીટમાં ડાક્ટર " બુચ " આવી ઉભો રહ્યો કે ધનચક્કરે પૂછ્યું.

સર? વૉટ " ડીસીઝ " અવર ડાક્ટર ડૉગ ? મી. બુચે-અભીપ્રાય આપ્યો. "

મી—......? ધીસ—કુતરાને હડખવા થવા સંભવ છે કારણ એણે જરા તડબુચનો કકડો ખાધો છે. ચોમાસામાં એ દરદ લાગુ પડે એ સંભવીતજ છે. માટે એને " આઉટ " કરવો જોઇએ એકદમ ધનચક્કરે કમ્પાન્ડરને બોલાવ્યો એની પાસે પાંજરૂં મંગાવ્યું કુત્રાની કોટે રેલ્વે સ્લીપ બાંધી ઉપર મ્હોટા અક્ષરથી લખ્યું—" ડેન્જરસ પછી કુત્રાને " ઉટકામંડ " ની હસ્પીતાલમાં મોકલવા રેલ્વેવાળાઓને ભલામણ લખી દીધી.

કુત્રાના જવાથી ધનચક્કરને ઘણુંજ દુઃખ ઉત્પન્ન થયું, તેની દીલગીરીમાં બે દીવસ સુધી હસ્પીટાલ બંધ રાખવામાં આવી મીસ હર્ટલી ને લડન તાર કરી દીધો કે ડાંગને ડીસીઝ ઉત્પન્ન થયું તેથી હસ્પીતાલમાં મોકલવામાં આવ્યો છે.

---

ધનચક્કરે પોતાની ન્હાની સરખી હસ્પીતાલથી ઠીક ઠીક દ્રવ્ય પેદા કર્યું છે. ગત પ્રકરણોમાં જણાવેલી છબીયોને એણે નવા આર્ટીસ્ટો પાસે સુધરાવી છે. એણે બનારસના કોઇ મહાત્માને પોતાના ગુરૂ બનાવી દીધા છે. હવે દાન—ધ્યાન—પરોપરાર—એજ ધનચક્કરનુ

પરમાર્થીક જીવન છે. પહેલાંની કંજુસાઇ ત્હેણે છોડી દીધી છે ગરીબોને એ મફત દવા આપે છે, એણે વિલાયતથી એક લાખ બાટલીયો મંગાવી પોતાના પિતા "બાટલીદાસ" ના નામથી, બાટલીવાલાની હસ્પીતાલના નામની ધર્માર્થ હસ્પીતાલ ખોલી દીધી છે. હજારો ગરીબ-ગરબાં ધનચક્કરની હસ્પીતાલ આગળ ડાક્ટર સાહેબ—પૈસો આપો પૈસો! બાપા! એમ કહેતાં પડ્યાં રહે છે સૌનો શુભ આશીર્વાદ એજ ધનચક્કરનો ઉદ્દેશ છે—અસ્તુ—"

તા. ક. હવે પછી આવતી સાલમાં ખુરશીપ્રસાદ ટેબલશંકર—વકીલનું જીવન ચરિત્ર અને હરીશંકરની કન્યા એ બે સીરીઝો બહાર પાડવા વિચાર છે. તો ગ્રાહકોએ—ગોર અંબાલાલ છગનલાલ બ્હેરા-"ગુજરાતી પંચ" ની ઓફીસ રીચારોડ અમદાવાદ એ સરનામે પત્ર વ્યવહાર કરવો—



રમૂજી—નવલકથા

# વૈદ્યરાજ ધોન્ડીબાપંત અને ઘોઘરવંશનો બિલાડો.

લેખક
ગોર અંબાલાલ છગનલાલ ઝવેરા.
વડાગામ (મહિકાંઠા.)

# ન્હાનકડી–પ્રસ્તાવના.

વૈદરાજ—ધોન્ડીઆપંત જેવા હાલના જમાનામાં ઘણા ઊંટ વૈદ્યો છે. એવા વૈદ્ય ડોકટરો ઉપર મને પુરો તિરસ્કાર છે. "ઝંડુ ફારમાસ્યુટીકલ વર્કસ" કે 'ગુજરાત આયુર્વેદીક ફાર્મસી' જેવી સંસ્થાને અનુસરી ચાલનાર વૈદ્ય તો કોઇક થોડાજ છે. મને "ઊંટ વૈદક" નો પૂર્ણ અનુભવ છે ઘણા વૈદ્યો ફક્ત પૈસા મારી ખાવા જે દરદ ન હોય તે દરદ પણ કહેવાને અચકાતા નથી. જો કે દરદ મટાડવાની એમનામાં શક્તિ છે. ત્હેવીજ રીતે પૈસાના લોભે—દરદ લંબાવવાની પણ એમનામાં શક્તિ છે. પ્રિય વાંચક વર્ગ યાતો દરદી પહેલો—એવા વૈદ્ય—ડોકટરની પરિક્ષા કરી પછીજ દવા લેશે તો એનું દરદ સોએ સો ટકા નાબુદ થવા સંભવ છે. મને વૈદ્ય—ડોકટરોનો સારો અને ખોટો એ બે અનુભવ થયેલા છે. સારા અનુભવને માટે હું આશીર્વાદ આપું છું. અને મને ખોટો અનુભવ થયેલો હોય તો તેવા–વૈદ—ડાકટર સાહેબોને હું આ પુસ્તક અર્પણ કરૂં છું. જે પત્થ્ય વગરની દવા આપે છે. તેજ હોંશિયાર ચિકીત્સક સમજવો. ઘણાં કાચાં રસાયણોને પત્થ્યની જરૂર હોય છે. પાકા રસાયણને પત્થ્યની જરૂર રહેતીજ નથી. દાખલો જે નિર્દોશ—નિરોગી દરદી છે ત્હેને દવાની જરૂરજ નથી પણ જે રોગી છે. તેને તો દવા આપવીજ જોઇયે. ભાઇઓ તમે જે દરદથી પીડાતા હો–તે દરદને " ઘરવૈદુ " અથવા " મેડીસીન " વિગેરે પુસ્તકોની ઉપાયોથી ઘેર બેઠાં તે દરદ મટાડવા પ્રયત્ન કરજો. એ મારી વિનંતી છે.

વડાગામ—(મહિકાંઠા) ગણેશ ચતુર્થી ૧૯૭૬ } ગોર અંબાલાલ છગનલાલ બ્હેરા અમદાવાદ.

# વૈદ્યરાજ ધોન્ડીબાપંત.
## અને
## ધોધરવંશનો બિલાડો.

ઘણા ઊંટ વૈદ્યોમાં વૈદ્યરાજ ધોન્ડીબાપંત પ્રખ્યાત છે. અમારૂ અમદાવાદ ત્રણ લાખ માણસની વસ્તીનું છે ત્હેમાં એક ઘર પણ એવું નથી જે; વૈદરાજ ત્યાં ગયા ન હોય—

ધોન્ડીબાનું મોસાળ " मोरोबा पंतयांचे घरात् आहेत् " મોરોબાના કુળમાં રેહવે હતી તોપણ ઊંટ ઉપર સ્વારી કરવી એવો રીવાજ હતો. એ કારણથી ધોન્ડીબાએ મોસાળમાં રહી " ઊંટ વૈદ્ય " નો અભ્યાસ કરેલો છે.

અમદાવાદમાં દરિયાપુર રોડ, પ્રેમ દરવાજા આગળ જનાવરોનું મોટું દવાખાનું છે. ઘણા વૈદ્ય, ડૉકટરો, અપંગ—દુઃખી દરિદ્રી જનાવરોને દવા કરી રહ્યા છે. જ્યારે ઊંટનો દવા કરવાનો વિભાગ વૈદ્યરાજ. ધોન્ડીબાપંત તો જુદોજ છે. વૈદ્યરાજે ઘણા " ઘોઘરં બિલાડા. ઓને દવાથી સારા કરી દીધા છે. આજે; બિલાડાઓની એક મિટીંગ " ગવર્નમેન્ટ ડેરી કંપની " ના એક છુપા હૉલમાં મળેલી છે. તાજા—તાજા માખણનું રિફ્રેશમેન્ટ થયા પછી ઘોઘરવંશના મોટા કહેવાતા "મીંઆઉ" નામના બિલાડાએ વૈદ્યરાજ ધોન્ડીબાને પ્રાઇઝ-મેડલ આપવો જોઇયે એમ દરખાસ્ત મૂકી મિટીંગમાં ભાષણ શરૂ કર્યું;— ભાઇઓઃ—

આપણી સ્ત્રિ પુરૂષોની મિટીંગમાં કોઇ કુત્રા જેવુ જનાવર તો નથી ને ?

(ઘણા બિલાડાઓએ ડોક ઉંચી કરીને તપાસ કર્યો-પણ કોઇ જણાયું નહિં).

ના—ના—ના—" એકકે સાથે જવાબ મળ્યો."

તો મ્હને ભાષણ કરવાની છુટ છે ને!

હા—હા—હા—" હોકારો થયો."

તો; સાંભળો:—

વૈદ્યરાજ, ઘોન્ડીઆપંત ઘણાજ જુના સમયના વયો વૃદ્ધ ઔષધ ચિકિત્સક છે. ઊંટ વિદ્યામાં એ પરિક્ષોત્તિર્ણ છે-ગુજરાત આયુર્વેદીક ફાર્મસી;-અને ઝંડુ ફર્માસ્યુટિકલ વર્કસ જેવી સંસ્થાઓને તેઓ વખોડી કહાડે છે, આપણને પણ ત્યાં કડવો અનુભવ તો થયો છે જ, માખણ-મલાઇ કદી મળતાં જ નથી. એથી આપણા બધા ભાઇયોનુ દીલ ઉશ્કેરાયલુ તો છેજ ફક્ત આ એક "ગવર્નમેન્ટ ડેરી કુંપની." છે. તેજ આપણને ઉપકાર કર્ત્તા છે. ભય માત્ર માણસ જાતની જાણુમાં આવ્યા તો. વગર વિલંબે આપણાપર "માર્શલ લો" શરૂ થઇ ચૂક્યો જ; અને એમ ઘણી વખત થયલુ પણ છેજ, એ કારણથી મેં અને આપણા ઘણાભાઇઓએ આર્ય ચિકિત્સક વૈદ્યરાજનો આશ્રય લીધેલો છે તમારૂ અજાણ્યુ તો ન હોયજ. ઘોઘરવંશ કુલોત્પન્નના તારક વૈદ્યરાજ જ છે નહિ તો ઘણા ભાઇઓ, મ્યુનિસિપાલીટીના ખટારામાં તણાઇ ગયા હોત, સૌ કોઇ બચીયે (જીવીયે) છીયે, તે વૈદ્યરાજનોજ પ્રતાપ છે. બધાએ મળીને "પ્રાઇઝ મેડલ" આપો.

આપો——આપોને— —આપો.

જબાબ મળ્યો ( મીંયાઉમાં )

આપીશું——આપીશું——આપીશું

તૈયાર છીએ-કોણે ના કહ્યું ?—

"માંહેથી એક બિલાડાએ ડોક ઉંચી કરી અને વૈદ્યરાજ વિરૂદ્ધમાં ભાષણ કરવા તૈયાર થયો."

ભાઇઓ ?—જરા બે મિનીટ મ્હારૂ ભાષણ સાંભળશો ?

મીંઆઉંમાં જવાબ મળ્યો;

હા——હા——હા——સત્વર કરો.

વૈદ ઘણો લુચ્ચો હરામખોર માણસ છે. એણે મૃત સંજીવની ( જીવતું માણસ મરી જાય ) એવી દવા બનાવી છે ઘણાઓને કંઇક વનસ્પતિ સુંઘાડીને બેશુદ્ધ કરી દવા આપું છું. એમ કહી ચીરી નાખે છે. ભોગ જોગે સારો થયો તો "પ્રાઇઝમેડલ" માગે ને મરી ગયો તો શું એનો દંડ ન કરવો !

કરવો——કરવો——કરવો——જવાબ મળ્યો.

ઠીક સાંભળો: —

મારો મામો અમારા ધોધર વંશના કુળનોજ હતો. ગયે પરમ દીવસે બધા ગોરા સાહેબો પંજાબના શરૂ થયલા 'માર્શલ લો'માં હાજર થઇ ગયા હતા. લશ્કરી ટુકડીનો એક સિપાઇ પણ આ ડેરી કંપનીમાં જોવા ન મળે. ફક્ત એક હવાલદાર છાશ કરી માખણ ઉતારવાને વાસણ લેવા ગયો. કે ધોધર વંશ કુલોત્પન્ન મારો મામો લાગ જોઇ જરા માખણનો લોદો ચાખવા ગયો. કે પાછળથી એક બંદુકની ગોળી છુટી કે;—

અરરરરર.........અરરરરર.........અરરરરર.

પછી કેમ થયું. એમ કાં કરો ? પ્રશ્ન થયો. ગોળી કેમ છૂટી હતી ? પ્રમુખે પૂછ્યું—

સાહેબ ! એનું કારણ એમ હતું જે ડેરીનો નાશ કરવા હજારો

તોફાની લોકોનું ટોળું તોફાનમાં આવી ગયું હતું. પંજાબ–પ્રકરણમાં પ્રખ્યાત ગણાતા જનરલ ડાયરે–તોફાની લોકોને સમજાવી ઠંડા પાડવા એમ ડહાપણ ભર્યું પગલું વાપર્યું ન્હોતું પણ લાહોર–અમૃતસર જેવામાં માર્શલ લૉ શરૂ કરવા હુકમ કર્યો હતો. ઘણાં નિર્દોષ માણસો પણ એમાં માર્યાં ગયાં હતાં જો–એ દિવસે આપણા ઘોઘર વંશના બિલાડાઓએ એક સંપ કરી. માણસજાતની પેઠે તોફાન કર્યું હોત. તો પેલો ગોરો સાહેબ જનરલ ડાયર નક્કી ત્હમારો વંશ હતો ન હોતો કરી નાખત. પણ માણસ જાતથી બ્હીનું એ ડહાપણ તમોએ જે વાપર્યું છે તે સારુંજ કર્યું છે.

પણ–ત્હમારા મામાને શું થયું? કાં આડી–આડી, વાત કરોછ?

"મીયાંઉ ભાષામાં એક બિલાડો વચમાં બોલી ઉઠયો."

હાય–બાપ! તે ગોળી મારા મામાને વાગી.

ચીસ પાડી બે ત્રણ કૂદકામાં મારો મામો જે પાટીયાપર હું બેઠો છું. તે પાટીયાપર આવી પડી ગયો. હું અને મારી મામી–બંન્ને એને ઘસડતાં ઘસડતાં, વૈદરાજ ઘોન્ડીબા પંતના દવાખાનામાં દવા કરાવવા લઈ ગયાં. વૈદરાજ જાણતા હતા કે પંજાબમાં માર્શલ લૉ શરૂ થઈ ચૂક્યો છે. એ કારણથીજ તેઓ અત્રે આવ્યા હતા. લશ્કરી ટુકડીઓમાં ઘણાં ઊંટ માંદાં પડતાં, પણ ઊંટની દવા કોઈ જાણતુંજ નહોતું. તેથી સરકારે એમને ઊંટવિદ્યામાં પરિક્ષોત્તિર્ણ સમજી અહીં સામેનાજ મકાનમાં બદલી કરી હતી.

હું અને મારી મામી–મામાને ઘસડતાં ઘસડતાં લઈ ગયાં કે–તે હરામખોર વૈદે મામાને ઉંચો કરી ટેબલપર નાંખ્યો. ગોળી કયાં વાગી!–તે મ્હને પૂછયું;–મેં મારી (મીયાઊં) ભાષામાં ઘણો સમજાવ્યો, પણ એ કાંઈ સ્હમજ્યો નહિ, એને ગોળી શરીરમાં છે. એમ

સ્હમજી દૂર પડેલી ધારવાળી બે ત્રણ ચકચકીત છરીયો લઇ આવ્યો મેં અને મારી મામીએ તો ભયભીત થઇ, ફલંગ મારી દોટ મૂકી ને એક કમાડ ઉપર બેશી મામાની તબીયત ઉપર ઇન્તેજારીથી રાહ જોઇ રહ્યાં.—

વૈદે ભંગીને બોલાવ્યો.—અને કહ્યું કે;-આ બિલાડાને પકડી રાખ.

મેં—મામીને કહ્યું:—મામી ! સત્યાનાશ વળી ગયું.

મામીએ ( મ્યાઉં ભાષામાં ) કહ્યું:—શું થયું વળી !

આ વૈદ્ય મડદાં ચિરવામાં કુશળ છે. મામાને પણ હમણાંજ ચિરી નાંખશે.

"મામી છાતી માથાં કૂટવા લાગી; મેં એને આશ્વાસન આપ્યું;—"

તમો તો બે મિનિટ ભાષણ કરીશ. એમ કહેતા હતા ને ! "મિટીંગમાંથી પ્રશ્ન થયો."

વખતે દસ મિનીટ પણ થાય. "ઘોઘર વંશ કુલોત્પન્ન પ્રમુખે કહ્યું."

ચલાવો—ચલાવો ત્હમારૂં ભાષણ—રસમય છે. મામાની છાતીયે છેલ્લો શ્વાસ છૂટયો. તે મેં અને મામીએ જોયું, અને હર્ષ ઉત્પન્ન થયો.

મામીએ કહ્યું,—ભાણાભાઇ ! તમો વૈદ્યને જરા આજીજી કરો. કે ત્હેમને બચાવી લ્યે.

મેં કહ્યું;—પણ મામી !-વૈદ્યને કેવી રીતે સ્હમજાવવો તે આપણી ( મ્યાઉં ) ભાષામાં સમજતો નથી. ગોળી આરપાર નિકળી ગયલી છે. પણ આ વૈદ્ય તે ઊંટ વૈદ્ય છે તે સમજે છે કે ગોળી

અંદર છે. હમણાં તે ચીરી નાંખશે ને મામો મરી જશે. હાય દેવ! એમ કહી હું ચૂપ્પ રહ્યો કે,—મામીએ કૂદકો માર્યો ને વૈદ્યને રહમ-જાવવા વૈદ્યરાજને પગે પડી.

વૈદ્યે;—" હાંક મારી, "—ભંગી !—ભંગી !—ભંગી હાજર થયો કે વૈદ્યે કહ્યું,-આ બિલાડીને અહીંથી મારી કાઢ ?

ભંગીએ પૂંછડું પકડી મામીને કમાટ સાથે ફેંકી દીધી. મામી ફરી મોંઢે મારી પાસે બેસી ડુસક ડુસકે રોવા લાગી.

વૈદ્યે કમ્પાઉન્ડરને હાક મારી—મામાને જોરથી પકડી રાખવો એમ કહ્યું.

ભંગીએ કાતરવડે કચ કચના અવાજથી મામાના દીલ ઉપરના બધા વાળ ઉતારી નાખ્યા.

એ લુચ્ચા વૈદ્ય;—મામાને શસ્ત્રવડે બે ચાર ઘા કર્યા—હવા ઉતારી મોટા સોયાવડે અંદરાંમાં ગોળીનો તપાસ કર્યો—પણ ક્યાંય ગોળી માલુમ પડી નહીં.

કમ્પાન્ડરે કહ્યું;—સાહેબ ! બિલાડાને શ્વાસ નથી.

ત્યારે શું ? મરી ગયો ?—" એ લુચ્ચા વૈદ્યે કહ્યું."

હા—હા—સાહેબ !—એનો પ્રાણ ઉડી ગયો છે. " કમ્પાન્ડરે જવાબ વાળ્યો."

ભંગી,—ભંગી—વૈદ્યરાજે હાક મારી ભંગી બહાર ગયો હતો તે આવ્યો કે વૈદ્યરાજે કહ્યું-

આ બિલાડાને મ્યુનિસિપાલીટીના કચરાના ખટારામાં નાખી આવ. એમ કહી એ લુચ્ચા વૈદ્યે મામાને જોસબંધ ઇસ્પીતાલની બહાર ફેંકી દીધો.

પછી વૈદ્યે-કમ્પાન્ડરને હુકમ કર્યો. ચ્હા લઇ આવ!

ચ્હા આવી—અને વૈદ્યરાજ ચ્હા પીવા બેઠા. હું અને મામી બંન્ને રડતાં કકળતાં ઘેર આવ્યાં મારા મામાનાં બચ્ચાંને અને મામીને આ ડેરીના ઉંચેની અભરાઇ ( પાટીયા ) પર રહેવાની ગોઠવણ કરી આપી, ત્હેમને સાવચેતીથી ચાલવું એમ ઉપદેશ આપી. હું આજે મીટીંગમાં હાજર ગયો છું.

હવે કહો જોઉં ? પ્રમુખ સાહેબ ! એ લુચ્ચા હરામખોર ઘોન્ડીબાપંતને કેવી રીતે પ્રાઇઝ મેડલ આપવો ?

પ્રમુખે પૂછ્યું;—ત્હમારો કોઇ સાક્ષી છે !

હા—હા—હા—સાહેબ—હજુ મામાની લાસ ઉકરડામાં પડી હશે. " જવાબ મળ્યો. "

પ્રમુખે બે ત્રણ બિલાડાઓને તેની લાસ લાવવાને કચરાપટ્ટીના ઉકેડા તરફ દોડાવ્યા. વૈદ્યના સબંધમાં બીજા કોઇને કંઇ કહેવાનું છે ? " પ્રમુખે પૂછ્યું "

હા—હા—હા—સાહેબ ! મારે અરજ કરવાની છે.

" એક બિલાડાએ પાછલા બે પગવડે ઉભા થઇ, આગલા બે હાથ જોડીને અરજ કરી. "

કહો જોઉં—ત્હમારે શું કહેવાનું છે ? પ્રમુખે કહ્યું.

ત્યારે સાંભળો સાહેબ !

મારી સ્ત્રીને હમેશ રયા. એ પછી એની જીભ સ્વાદમાં ચરચરાટ થવા લાગી. એક દિવસ મલાઇ ખાવાનુ તેણીને મન થયું—એનાથી કોઇ આફતમાં દોડી શકાય એમ નહોતું એટલે મને કહ્યું—સાંભળો છો કે સ્વામિનાથ ?

મેં કહ્યું:—હા હા કહે જોઉ તારી રકઝક મારાથી પૂરી થઇ શકતી નથી.

આજે મને મલાઈ ખાવાનુ મન થયુ છે. અને સ્હામેના ઘરમાં કોઇ નથી માટે જરા મલાઇ લાવી આપો.

તરતજ મેં સ્ત્રિના હુકમ પ્રમાણે દોટ મૂકી. અને હુ સામેના મકાનમાં દાખલ થયો કે;—

અરરરર......અરરરરરર......ઓય બાપરે ! "

અરે ? વળી શું થયું ? ત્હમારી વાત કેમ કરતા નથી ? "એક બિલાડાએ પ્રશ્ન કર્યો,

પાછળથી એક લાકડીનો ઝપાટો મારા પાછલા બંન્ને પગમાં પડયો–કે; મારા ડાબા પગનું હાડકુ ઉતરી ગયું. હું અરરરરરર બુમ કરતો ભોંયપર પડયો.

પછી તમને લઇ ગયું કોણુ ?–એક મિંદડીએ પૂછ્યું. "

મારો ભત્રીજો મારી ખબર જોવા બહાર બેઠો હતો. તેણે એકદમ બારણામાંથી કૂદકો માર્યો, અને મારી પાસે આવી ઉભો રહ્યો–હુ બેશુદ્ધ અવસ્થામાં પડયો હતો. પણ જરા ભાન હતું. ભત્રીજાએ મ્હારી આજુ બાજુ બે ત્રણ પ્રદક્ષિણા કરી. મારાથી ચાલી શકાશે નહી, એમ સ્હમજી મારા આગલા બે પગોને એના મોઢામાં ઘાલી:–ઘસડતો–ઘસડતો મને વૈદ્યરાજ;–ઘોન્ડીબાપંતના દવાખાનામાં લઇ ગયો. ત્યાં વૈદ્ય એક ઊંટને દવા આપી રહ્યો હતો.

કંમ્પાન્ડરે કહ્યું:–સાહેબ ? આ લંગડો બિલાડો પડયો છ !

એને શુ થયુ વળી ? " વૈદ્યરાજે પ્રશ્ન કર્યો. "

સાહેબ,–એનુ હાડકુ ઉતરો ગયું લાગે છે, કમ્પાન્ડરે કહ્યું."

તો, એને આ જોડેના ટેબલપર નાખ;–"વૈદ્યે હુકમ કર્યો."

કમ્પાઉન્ડરે ઘણીજ કાળજી પૂર્વક; મને ટેબલ ઉપર મૂકયો. "

અને તે ભલો કંમ્પાઉન્ડર મને બચકારવા લાગ્યો;—અને હું લાકડી મારનારને શ્રાપ ભર્યાં આંસુથી રોવા લાગ્યો.

ઊંટની દવા પૂરી થઇ કે વૈદરાજે મારા ટેબલ પાસે આવી. મને ટીકી—ટીકીને તપાસ્યો એણે કમ્પાન્ડરને કહ્યું.

નાકશંકર ?—જો; આ બિલાડાનો પગ ભાગી ગયો છે.

મને તો સાહેબ એમ લાગે છે જે. એ બિલાડાનો પગ ઉતરી ગયો છે. ન કરે નારાયણ અને તે સારો થાય તો.

" બિચારા નાકશંકર કંમ્પાઉન્ડરે મારી તરફ દિલાસો બતાવ્યો."

બેસ—બેસ તું હાડકાંની વાતમાં સ્હમજે શું ? " વૈદરાજે કહ્યું."

કમ્પાન્ડર ચૂપ્પ થઇ ગયો. અને વૈદની વાતમાં હા—એ—હા ભણવા લાગ્યો.

હું તોફાન ન કરૂં એ માટે મને કંઇક વનસ્પતિ સુધાડી. હું બે-શુદ્ધ થયો કે:—

અરરરરરર......અરરરરર......અરરરરરર...હાય દેવ.

વળી બીજીવાર શું થયું !—એમ કાં કરો ! " એક વ્યક્તિએ પૂછ્યું."

" મારો ડાબો પગ કાપી નાખ્યો. "

જુઓ તમે બધા ભાઇઓ અને સંન્નારીઓ હુ ત્રણ વરસ થયાં ત્રણ પગ વડે જ હીંશે છું.

મહેરબાન પ્રમુખ સાહેબ ?—

જો કે પગ ઉતરી ગયેલો હતો. કંમ્પાઉન્ડરે મારા દુઃખ દરદની બરાબર પરિક્ષા કરી હતી. પણ લુચ્ચા વૈદે ઉદ્ધતાઇ ભરી વર્તનથી એકદમ મારો ડાબો પગ કાપી નાખ્યો.

મહેરબાન સાહેબો.

હું દવા દારૂ કે હાડકુ બેસાડવાથી સારો થઇ શકત પણ એ વૈદ્યે મારૂ સત્યાનાશ વાળ્યુ છે. કહો જોઉ ભલે પ્રમુખ સાહેબનો આગ્રહ હોય. પણ એ લુચ્ચા વૈદ્યને "પ્રાઇઝ મેડલ" કેવી રીતે આપવો. ?

બધાઃ--[ મ્યાઉં ભાષામાં ] એક સાથે બોલી ઉઠયા.

ના......ના......ના પ્રાઇઝ મેડલને લાયક એ વૈદ્ય નથી.

વાત પૂરી થઇ કે;--પેલા મામા બિલાડાને ત્રણચાર બિલાડાઓ ધસડતા-ધસડતા લાવ્યા અને પ્રમુખ સાહેબની આગળ રજુ કર્યો.

પ્રમુખે ફરિયાદી બિલાડાને પૂછયુંઃ-કહો જોઉ ? તમારા મામાને વૈદ્યે મારી નાખ્યો એવી કંઇ સાબીતી ?

ભાણજાએ કહ્યું;-હા સાહેબ એની સાબિતી એવી છે; જે ગોળી પગમાં લાગી છે. પણ વૈદ્યે એનુ પેટ ચીર્યું. જુઓ સાહેબ આ, પગની આરપાર ગયેલી ગોળી, અને કાણું.

અને આ બીજુ કાણું શાનુ છે, પ્રમુખ સાહેબે પુછયું.

જી સાહેબ-આપ પૂછો છો, તે કાણું તો મામાની ફુંટી છે.

અરરરર-દીલગીર છું કે. વૈદ્યરાજે ભૂલથી ફુંટીનુ કાણું ગોળી સમજી પેટ ચીરી નાખ્યું અને બધા ભાઇઓનો અભીપ્રાય છે એ હું વૈદ્યનો વાંક માનું છું. "એમ કહી પ્રમુખ સાહેબે સાબિત કર્યું."

હવે એક સાક્ષીની જરૂર-" પ્રમુખ સાહેબે બધા બિલાડાઓની વચ્ચો વચ્ચ આસન લેતાં પ્રશ્ન કર્યો."

છે; કોઇ ત્રીજો સાક્ષી ?

પા કલાક સુધી ઘોઘર સભામાં સુમ શાન્ય થઇ રહ્યું. વળી પ્રમુખ સાહેબે હુકકમ કર્યો.

બિલ્લોપ્રસાદ !–પહેલા અને બીજા સાક્ષીની જુબાનીઓ લખી લઇને મામા બિલાડાને સાબરમતીપર મોકલાવીદ્યો.

" એક વ્યક્તિએ પ્રશ્ન કર્યો–" સાહેબ ? આ લાસ પાંણીમાં તણાશે તો પાણી વાસ મારી ઉઠશે, એજ ખરાબ પાણીથી માખણનો સ્વાદ પલટાઇ જશે, માટે મારી વિનંતી તો એવી છે જે; એને પાછો ઉકરડામાં નાખવો જોઇએ.

હા;—તેમ કરો. " પ્રમુખ સાહેબે જવાબ વાળ્યો. "

છે–કોઇ ત્રીજો સાક્ષી ? ક્યાં સુધી બેસી રહેવું ? " પ્રમુખ સાહેબે પ્રશ્ન કર્યો. "

બિલ્લીપ્રસાદની કાકી ઉભી થઇ. અને અરજ કરવા પ્રમુખ સાહેબને વિનંતી કરી. પ્રમુખે સભામાં ગરબડાટ ન થાય એ માટે ટેબલ પર હાથ ઠોકયો. ટેબલપર અવાજ થવાથી એક ગોરો લશ્કરી ચમકયો. અને ખીજાઇ ગયો. એણે બિલાડાઓની મિટીંગ જોઇ અને બહાર બંદુક અથવા ચાબુક લેવા દોડયો.–

આ હકીકત પ્રમુખ સાહેબે જોઇ અને ઝડપથી સભા બરખાસ્ત કરવા હુકમ કર્યો. ત્રીજા સાક્ષીએ કાલે આ ટાઇમે આવવું. એમ કહી પોતાનું આસન છોડયું. કે ઝડપો ઝડપ બીજા સભ્યોએ પણ પોતાની ખુરશીઓનો ત્યાગ કર્યો.

પેલો ગોરો સાહેબ બહારથી ચાબુક લઇને આવ્યો કે પાટીયું ખાલી ખંખ જોયું. નિરાશ થઇ પાછો માખણ અને બિસ્કુટ ખાવા મંડી ગયો. ત્યાં બીજા બે ત્રણ લશ્કરીઓ આવ્યા. એટલે પેલા બિલ્લીસભા તરફ ખીજાઇ ગયેલા ગોરા સાહેબ નવા ફ્રેન્ડસ (મિત્રો) સાથે ગપ્પે ચડયા. ઠીક;–

હવે બિલ્લોસભાની બીજી વાત કાલે કહીશું.

# બિલ્લીસભાનો બીજો દિવસ.

બીજે દિવસે પણ એજ ડેરી કંપનીમાં બિલ્લી સભાસદો હાજર થઇ ગયા. એ ડેરી કંપનીમાં કોઇ લશ્કરી અમલદાર નથી. કે નથી કોઇ બીજું નજરે પડતું. ફક્ત બિલ્લી મહાસભાના સભ્યો અને સંન્નારીઓજ આ ડેરીમાં અધિવેશન થયેલાં છે.

પ્રમુખ સાહેબે આસન લીધુ. અને પૂછડીનો પટપટારો કરતાં પૂછ્યું.—

"કોઇ માણસ જાત, અથવા કુત્રા જેવું જનાવર તો નથીને ?" બિલ્લીપ્રસાદ તપાસ કરો.

બિલ્લીપ્રસાદ મિટીંગની આજુબાજુ સર્વત્ર ફરી વળ્યો. એણે છાશ કરવાની તમામ ગોળીઓ તપાસી લીધી પણ કોઇ નજરે પડયું નહિ. સભામાં આવી બે હાથ જોડી વિનંતી પૂર્વક પ્રમુખ સાહેબને કહેવા લાગ્યો.

"ખમ્મા કરો–નામદાર–ઘોઘર કુલોત્પન્ન પ્રમુખ સાહેબને ?"

અહીંયાં કોઇ પણ કુત્રા પ્રાણીની અથવા માણસ જાતની ગંધ પણ જણાતી નથી, હું સર્વત્ર ફરી ચૂકયો છું. આપ નામદારને જે ભાષણ કરવું હોય તે સુખેથી કરો.

"એમ કહી બિલ્લીપ્રસાદ–પૂછડીનો પટપટારો કરતો. મ્હોં ચ્હડાવી દ્વાર પર આવી બેઠો."

પ્રમુખ સાહેબે પૂછ્યું;—છે; કોઇ ત્રીજો સાક્ષી ?

હા; નામવર–હું ગઇ કાલે અરજ કરવા ઉભી થઇ હતી. તે ગરીબ મિંદડી હાજર છું !

એક મિંદડીએ હાજર થતાં જવાબ વાળ્યો."

કહો જોઉ ? ત્હમારે શું કહેવાનું છે ?-બોલો સત્વર પ્રમુખ સાહેબે પૂછ્યું. વૈદ્ય, ઘોન્ડીબા પંતની વિરૂદ્ધમાં મ્હારે એક અરજ કરવાની છે " તે મિંદડીએ કહ્યું; "—

તો એમ કાં લવારો કરો ? ઝટ બોલી જાઓ. " પ્રમુખ સાહેબે પ્રશ્ન કર્યો. "

મિંદડીએ પોતાનું વર્ણન ઘણાજ કરૂણ સ્વરથી શરૂ કર્યું.—

ઘોઘર કુલોત્પન્ન-નામદાર-પ્રમુખ સાહેબ, અન્ય સભ્યો;-અને સન્નારીઓ;—

હું એક ઘોઘર વંશ કુળમાં ઉત્પન્ન થયલી ગરીબ મિંદડી છું. હું અને મ્હારો સ્વામિ, આઠ બચ્ચાં સહિત એક બ્રાહ્મણને ઘેર જઇ ચઢયાં. એ ઘરમાં ફક્ત એકજ જોડું ( ધણી-ધણીયાણી ) રહેતું હતું. એ અનુપમ સ્વર્ગિય જોડાં હતાં, ઉભય દંપત્તિ પ્રેમ ઔરજ હતો.

ત્હેમના ઘરમાં દરરોજ નવ-નવાં સીધાં આવતાં. કારણ બ્રાહ્મણ યજમાનવૃત્તિનો ગોર હતો એ જોડું સુધરેલું, ભણેલું અને વિદ્વાન હતું; ત્હેમને યજમાનવૃત્તિની દરકારજ ન્હોતી. પણ બાપદાદાની એ પૃથા ચાલી આવતી.

આ સીધામાં-ગોળ-ઘી-આટો વિગેરે જે આવતું તે બ્રાહ્મણી-અમારા નિવાસસ્થાનની જોડેનીજ અભરાઇ ઉપર મૂકતી. જરા લોંદા -લપકો-બચ્ચાંઓને ચાખવાની ઠીક મજાહ પડતી. મારા સ્વામિએ આ ઘરમાં ઘણાં વર્ષ કહાડયાં હતાં. એટલે તેઓ દરેક ભંડારીયા-અટારીયાના માહીતગાર હતા.

પણ હાય દૈવ !—મ્હારૂં સૌભાગ્ય ઓછું-" એમ કહી મિંદડી રોઇ પડી " વચમાં એક બિલાડાએ પ્રશ્ન કર્યો,-એમ કહાં રૂવો ? વાત તે કયાં સુધી ચાલશે ?

પ્રમુખ સાહેબ બોલી ઉઠયા-ચૂપ રહે હરામખોર વચમાં લવલવારો કર્યો કે ?

બિલ્લીપ્રસાદ !—એનો દંડ કરો.

બિલ્લીપ્રસાદે કહ્યું,–નામદાર ? એ ગરીબ મિંદડો દંડ ભરી શકે એમ નથી.

તો એને સભામાંથી બરતરફ કરો.—" પ્રમુખ સાહેબે હુકમ કર્યો."

" બિલ્લીપ્રસાદે પોતાના નખ બહાર કહાડી પેલા ગુન્હેગાર બિલાડાને કાનબુટી એંચી દ્વારની બહાર ફેંકી દીધો."

પ્રમુખે કહ્યું;—બાઇ ? ત્હમારી હકીકત ચાલુ કરો.

એ બ્રાહ્મણના ઘરમાં એક ગાય હતી. તે દરરોજ બે વખત દહોવામાં આવતી. એનું દૂધ, દહીં, ઘી, માખણ–તે બ્રાહ્મણી એક ભંડારીયામાં જાળવીને મૂકતી. એ ભંડારીયું તે અમારા નિવાસસ્થાનની નીચેજ હતું.

તે નવયુવક–યુવાન–યુવતિ-જમી પરવારીને રાત્રે સુઇ જતાં કે મ્હારા સ્વામી તે ભંડારીયામાં દાખલ થતા. એ પછી બચ્ચાં પણ સાંકડે માંકડે અંદર ગોઠવાઇ જતાં અને દહીં દૂધના લપકા લેતાં સ્વામિનામાં એ યુક્તિ હતી જે દહિં–દૂધના વાસણમાં દૂધ પીધા પછી તેઓ બરાબર યુક્તિસર વાસણ બંધ કરી દેતા. એથી અમારી ચોરી ઝડપબંધ પકડાઇ શકતી નહિ. સ્વામિએ દરેકમાંથી થોડું થોડું ખાવું, એમ બચ્ચાંને શિખવ્યું હતું.

મારા મોટા છોકરાએ એક ત્રાંબાના લોટામાં દૂધ પીવા મોઢું ઘાલ્યું. દૂધ પીધુ પણ મોઢું નિકળ્યું નહી ને તે મુર્ખો સપડાઇ ગયો. ભંડારીયામાં ખરભડાટ થયો; કે યુવક–યુવતિ જાગી ઉઠયાં. હું અને સ્વામી મારાં બીજાં બચ્ચાંને લઇને અમારા ઉંચેના સ્થાન ઉપર ચ્હડી ગયાં.

હાય દૈવ !–મારો મોટો દિકરો જે સપડાઇ ગયો હતો તે; ભંડારીયામાં ધડંપછાડા કરવા લાગ્યો.

દીવો થયો-યુવક-યુવતિયે ભંડારીયામાં જોયું તો માંહે એક બિલાડો સપડાઇ ગયો હતો.

બન્ને ધણી ધણીયાણીએ એનું મોં કાઢવાની ઘણી મહેનત કરી પણ વ્યર્થ ગઇ, હું અને મારો સ્વામી રોવા લાગ્યાં અને બચ્ચાં મ્યાઉં-મ્યાઉં કરવા લાગ્યાં.

કાંઇ ઉપાય લાગ્યો નહીં એટલે સ્ત્રિએ કહ્યું;—સ્વામિનાથ ?—

આ બિલાડાને—વૈદ્યરાજ ધોન્ડીબાપંતના દવાખાનામાં લઇ જાઓ. કારણ તેઓએ ઘણા ઘોઘર બિલાડાઓને સારા કરેલા છે. અને ઉટ વિદ્યામાં તેઓ પરિક્ષોત્તિર્ણ છે.

પુરૂષે એ બિલાડા (મારા પુત્ર) ને દવાખાના તરફ ઉચકી લીધો. અને હું લપાતી સંતાતી ત્હેમની પાછળ પાછળ ગઇ. મેં દવાખાનાની એક અભરાઇ પર આશ્રય લીધો. અને ઘણી ઇન્તેજારીથી છોકરાની તબીયત પર અફસોસ કરતી બેઠી.

—કે વૈદ્યરાજ આવ્યો—

પેલા યુવકે કહ્યું,-ડાકટર સાહેબ ? આ બિલાડો દૂધ પીતાં સપડાઈ ગયો છે. એનો કંઇ ઉપાય કરો.

રસાયણીક પ્રયોગ સિવાય આ પાત્ર છુટું થઇ શકે એમ નથીજં. "તે હરામખ્ખોર વૈદ્યરાજે રસાયણનો આડંબર કહેવા માંડયો."

નાના સાહેબ ! યુક્તિ અને સહેલાઇથી વખતે આ પાત્ર છુટું થઇ જશે "કંપાન્ડરે કહ્યું." તું એમાં સમજે શું ? બેશ-બેશ.

"વૈદ્ય કંમ્પાન્ડરને બઢવા લાગ્યો."

પેલા ભલા યુવકે કહ્યું;—ડૉકટર સાહેબ ?—રસાયણ પ્રયોગ કરો તો ત્રાંબાના પાત્ર (લોટા) ઉપર કરજો.

પણ બિલાડાને રસાયણ લાગવું ન જોઇયે." હા-હા-તેમ કરીશું-એમ કહી તે વૈદ્ય કમ્પાન્ડરને કહ્યું--અલ્યા—નાકશંકર ?-આ બિલાડાનો કેસ નોંધી લ્યે.

તરતજ કમ્પાન્ડરે કેસ નોંધ્યો અને તે ભલો યુવક બિલાડાને ત્યાં મુકી ચાલ્યો ગયો.

ડાક્ટરે કહ્યું:—હમણા રસાયણ લઇ આવુ છું. પા કલાક પછી બિલાડાને છુટો કરીશ. એમ કહી-જુઠુ બોલી તે હરામખ્ખોર ધોન્ડીબા એક ઊંટની દવા કરવા ગયો. હું છોકરાના સ્હામુ જોઇ ડુસકે ડુસકે રોવા લાગી અને છોકરો લોટામાં સપડાઇ ગયલા મોંઢાથી મ્યાઉ મ્યાઉંના પોકારો કરવા લાગ્યો.

દસ મિનીટમાં પાછો પેલો યુવક—વૈદ્ય ધોન્ડીબાપંતને લઇને આવ્યો અને કહેવા લાગ્યો.

સાહેબ? ઝટ કરો આ બિલાડો ગુંગળાઇને પા કલાકમાં મરી જશે.

વૈદ્યે કમ્પાન્ડરને કહ્યું;—અલ્યા નાકશંકર? ઇલેક્ટ્રીક-ફાયર ઑઇલની શીશી લાવ. નાકશંકરે કહ્યું;—સાહેબ એ દવાથી બિલાડો મરી જશે.

પેલા ભલા યુવકે કમ્પાન્ડરને પૂછ્યું એ દવાનું નામ શું? મને ગુજરાતીમાં ક્હો કમ્પાઉન્ડરે કહ્યું એનો અર્થ એ છે જે વીજળીક બળથી તૈયાર કરેલુ આગ જેવુ ધકધકતુ રસાયણીક તેલ.

યુવકે અને કમ્પાન્ડરે તે દવા વાપરવા વૈદ્યને ના પાડી પણ તે હરામખોર જક્કીએ તેજ દવા માગી.

દવા આવી કે તે વૈદ્યે કમ્પાઉન્ડરને કાંઇક કામ માટે બહાર મોકલ્યો અને તે વૈદ્યે રસાયણ પ્રયોગ કરવા માંડ્યો. એણે રસાયણનો પ્રયોગ લોટા ઉપર કરવો જોઇયે કે જેથી તે પાત્ર (વાસણ) ભાગી જઈ બિલાડો છૂટો થાય પણ હાયદેવ! તે લુચ્ચા હરામખ્ખોર ધોન્ડીબાએ મારા છોકરાના ગળા ઉપર તે દવા ચોપડી પછી તે પસ્તાવો કરવા લાગ્યો. કે મારી ભૂલ થઇ ગઇ પણ તે શ્યા કામનું?

દવા ચોપડી કે મારો છોકરો બુમે બુમ પાડવા લાગ્યો પા કલાકમાં તેનુ ગળુ સુજી ગયુ ને બીજી દસ મિનીટમાં તો મોટા મોટા ફોલ્લા ઉઠયા. તેનો સ્વર બંધ થઇ ગયો શરીરના દરેક અવયવો હાલતા ચાલતા બંધ થઇ ગયા. હુ છોકરાના દુઃખે ચોધાર આંસુથી રોવા લાગી. પણ મારૂ રોવુ શા કામનું ? તે વૈદ્ય પોતાની ભૂલને માટે પસ્તાવો કરવા લાગ્યો. એટલામાં કંમ્પાઉન્ડર આવ્યો ત્હેણે કહ્યું સાહેબ, આ શું કર્યું—?—

વૈદ્ય પાછો ટટ્ટાર થયો અને કંપાન્ડરની આગળ રોફ્ફ મારવા લાગ્યો. કે મેં રસાયણ પાત્રને લગાડેલું. પણ એ બિલાડાએ તોફાન કર્યું એથી એ રસાયણ પાત્ર [લોટા] ઉપરથી છુટી જઇને એને લાગ્યું.

પણ સાહેબ ? તે બિલાડો જીવતો છે ? હુ રસાયણીક ઝેર ઉતારવાની દવા જાણુ છું. તે જનાવરોના દવાખાનામાંથી હમણાજ લઇ આવુ છું એમ કહી તે ભલો કંમ્પાઉન્ડર દોડયો.

કમ્પાન્ડર દવાખાનાની બહાર નિકળ્યો કે મારા દીકરાનુ ધડ છુટુ થઇ ગયું ને હું પોકે પોક રોવા લાગી.

તે હરામખોર ઘોન્ડીબાએ ભંગીને બોલાવ્યો. ભંગી હાજર થયો કે તેને કહ્યું. આ બિલાડાને કચરાપટ્ટીના ઉકરડામાં ઉંડો દાટી આવ ભંગી મારા છોકરાને લઇને ચાલ્યો ગયો હું શ્રાપ ભર્યા આંસુથી મારે ઘેર પાછી આવી.

કહો જોઉ પ્રમુખ સાહેબ ! એ લુચ્ચા હરામખોર ઘોન્ડીબાને "પ્રાઇઝ મેડલ" કેવી રીતે આપવો ?

વળી મારા દુઃખની એક કહાણી સાંભળો એમ કહી તે મિંદડીએ તેને માથે પડેલા બીજા દુઃખનુ વર્ણન કરવા માંડયું.

અમારા ઉપર દૈવકોપ ચાલુજ રહ્યો દુષ્ટ સેતાન અમારા સુખમાં આડો આવ્યો. એક દીન એવું બન્યું જે ઘરનાં ધણીધણીયાણી

જમી પરવારો સુઈ ગયાં હતાં ને રાત્રે બાર વાગ્યા હતા. બચ્ચાં બહાર ચાલ્યાં ગયાં હતાં પેલા દુધ-દહીના ભંડારીયામાં મેં અને સ્વામીએ ખૂબ-ખૂબ મજાહ મેળવી. ખાતાં પિતાં અને ખરાબ કરતાં અમને ત્રણ કલાક વિતી ગયા. દરબારના ઘડીયાળમાં ચારના ટકોરા થયા કે કંઇક ખરભરાટ થયો અને જરા પ્રકાશ થયો કે હું અને સ્વામી બહાર નીકળી અમારા આસનપર બેશી ગયાં. ઘરમાં શું બનાવ બને છે. તે આતુરતાથી જોઇ રહ્યાં.

ઘરધણીયાણી ઉઠી-તેણીએ ફાનસ પેટાવ્યું. છાશ કરવાની ગોળી ઉતારી ભંડારીયું ઉઘાડી જોયું, અને અમારા ઉપર ગાળોનો વર્ષાદ વરસાવવા લાગી. તેણીએ દહીં ગોળીમાં નાખ્યું, ઉપર વાંસ (રવૈયો) નેત્રાં બરાબર બાંધ્યાં અને ઘરધણીને ઉઠાડયો. તે આળસ મરડતો ત્યાં આવ્યો. સ્ત્રિએ તેની આંખપર ઠંડુ પાણી રેડયું જાગૃત કર્યો. બન્નેએ છાશના-ઝૈડકા-ઉપર ઝૈડકા લેવા માંડયા. એ બન્નેમાં દંપત્તિ પ્રેમ ઓરજ હતો. છાશ તાણતાં-તાણતાં વચમાં તેઓ ગલી-પગી-ચૂંટી-અને પ્રેમનાં ચુંબન લેતાં હતાં. મને અને સ્વામીને તે જોવાની મજાહ પડી, એમ કરતાં કરતાં દરબારના ઘડીયાળમાં બડે-ખોંએ પાંચ ઠોકયા. તે મેં અને સ્વામિએ સાંભળ્યું-બચ્ચાં બહાર ગયાં હતાં તે હજુ કેમ ન આવ્યાં તે અમો ચિંતા કરતાં બેઠાં હતાં. કે અમારી નાની દીકરી (મિંદડી) આવી ઉભી રહી. તેના બાપાની આગળ તે રોવા લાગી.

બાપા! આ છાશ થાય છે. તેમાંથી જરા માખણ લાવી આપો. મેં અને તેના બાપે તેને વારી સમજાવી પટાવી પણ તેણીએ રડવું જારી રાખ્યું. બાળહઠ આગળ અમો નિરાશ થઇ ગયાં તેના બાપે કહ્યું બેટા! આ છાશ થઇ રહે અને લાગ મળે, તો હું તને માખણનો લોંદો લાવી આપું ત્યારે તે મૂર્ખ છોકરી છાની રહી.

છાશ પુરી થઇ ગઈ અને છેલ્લા ઝૅડકા ચાલુ થયા, કે મારા મોંઢામાં પણ પાણી પાણી છુટવા લાગ્યું. એવું સુગંધીદાર અને ધોળુ ધબ્બ તાજુ માખણ હતું. છેલ્લા ઝૅડકા પુરા થયા કે પુરૂષ બહાર વિશ્રામ માટે ગયો. અને સ્ત્રિ (ઘરધણીયાણી) રીઢાં (ચી-કણાં) વાસણ ધોવા બેઠી. બેઠીએ કહ્યું–બાપા હવે લાગ સારો છે? તરતજ મારા સ્વામીએ ફ્લગ સારી હોય, દૈવ? તે ફલંગ તેમના છેલ્લા આયુષ્યની હતી. એમનો વિચાર ગોળીમાં પડવાનો હતો. પણ તેઓ રવૈયા જોડે અથડાયા કે તરત ભરરરર ભુસ કરતા ભોંય પર પડયા. મ્યાઉ મ્યાઉના પોકારોથી ચીસેચીસ પાડવા માંડી. ઘરધણી-યાણી એકદમ દોડી આવી. ઘરધણી પણ ત્યાં હાજર થઇ ગયો. સ્ત્રિએ તે બિલાડાને જાળવીને ઉચકી લીધો. તે બિલાડો (મારો સ્વામી) લોહીથી ખરડાયલો હતો. ઘરધણી રૂ લઇ આવ્યો. તેને બાળીને પડેલા ઘા ઉપર ઉનો ઉનો શેક કર્યો, પણ વ્હેતુ લોહી બંધ થયું નહીં.

સ્ત્રિએ કહ્યું:—સ્વામિનાથ! આ બિલાડાને વૈદ્યરાજ ઘોન્ડી બાપંતના દવાખાનામાં લઈ જાઓ તે પ્રખ્યાત વૈદ્ય છે. ઉંટ વિદ્યામાં, કુશળ છે. અને ઘણા ઘોઘર બિલાડાઓને તેણે સારા કરેલા છે.

સ્વામિએ કહ્યું:—દસ દિવસ ઉપર જે બિલાડો દૂધ પિતાં સપ-ડાઈ ગયો હતો. તેનો એ વૈદ્યે પ્રાણ લીધો અને આ વાતમાં હું કેમ ભરોંસો રાખું?

સ્ત્રિએ કહ્યું—એ તો ડાકટરનું કામ તે કોઇ કેસ ખરાબ પણ થાય.

પુરૂષે:—હા પાડી અને તે ઘાયલ થયેલા બિલાડાને ઇસ્પીતાલ તરફ લઇ ચાલ્યો. હું સ્વામીની ખબર જોવા તેની પાછળ પાછળ ગઇ હતી. અમો દાખલ થયાં કે વૈદ્યે પુછ્યું–આ શું લાવ્યા વળી?

સાહેબ ? આ બિલાડાને સખ્ત લાગ્યું છે. માટે એને કઇ મલમ પટ્ટી કરી દ્યો, તે દયાળુ પુરૂષે કહ્યું.

વૈદ્ય મારા સ્વામીને તપાસી તપાસીને જોવા લાગ્યો. અને એણે શસ્ત્રપ્રયોગનો આડંબર કહી બતાવ્યો.

પેલા ઘરધણીએ કહ્યું:—ડાક્ટર સાહેબ ? એને ઓપરેશન કરવાની કંઇ જરૂર નથી. ફક્ત દવા ચોપડવાથી એ બિલાડો સારો થઈ જશે. પરંતુ એ હરામખોર ધોન્ડીબાએ માન્યું નહિ, અને એનીજ જક્ક લેવા માંડો. આ ધોન્ડીબા ઘણા કેસોમાં ઓપરેશન (વહાડ–કાપ) કરતો, અને તેના અધ્યક્ષ ડૉકટરને લખીને તે માન મેળવતો. વહાડ કાપનો બહારથી આડંબર ઉચ્ચ દર્શાવતો પણ ઘણા કેસોમાં એ ફેઇલ (નાપાસ) થતો. ઘણી વખત તે કેસોમાં નાસીપાસ થતો તોપણ તેના અધ્યક્ષ ડૉકટરને "અમુક સખસ સારો થયો" એમ લખી દેતો. ઉપરી–અધીકારીઓ પણ એની વાતમાં હા–એ હા–ભણી જતા એણે કમ્પાન્ડરને છરી લાવવાનો હુકમ કર્યો.

કમ્પાઉન્ડરે કહ્યું:—સાહેબ ! આ બિલાડાને ફક્ત માથામાં સાધારણ વાગ્યું છે, એને તે એક બે મલમપટ્ટાથી સારૂ થઇ જશે.

તે હરામખોર ધોન્ડીબાએ ખીજાઇ જતાં કમ્પાન્ડરને કહ્યું જો. શું દેખતો નથી આ બિલાડાને તલીમાં વાગ્યું છે. જો વહાડકાપ નહી કરવામાં આવે તો તે બે દિવસમાં મરી જશે.

કમ્પાન્ડર ચકચકીત ધારવાળી બે ત્રણ છરીયો લઇ આવ્યો. ભંગીએ તેની કાતરવડે કચ–કચના અવાજથી સ્વામીનું માથું બોડી નાખ્યું કે તે લુચ્ચા હરામખોર ધોન્ડીબાએ ઓપરેશન (વહાડ–કાપ) ના બે ત્રણ ઘા કર્યા. તેજ ઘડીયે સ્વામીએ બે ત્રણ પોકારોમાં દેહ છોડયો.

પ્રમુખ સાહેબ ? મ્હારા હૃદયની મુઝવણની એ વખતની વાત હું કહી શકતી જ નથી. મારૂં વૈધવ્ય મ્હારો એકનો એક દીકરો અને આ દુઃખી જીંદગીથી કંટાળી છું. પણ કેટલીક બ્હેનોના દીલાસાથી મને સુખ દુઃખ સરખાંજ છે. એવા હરામખોર–" ઊંટ વૈદ્ય " ઘોન્ડીબાને "પ્રાઇઝમેડલ" કેવી રીતે આપવો સાહેબ ? "પ્રાઇઝ મેડલ" આપો ન આપો તે તમારી મુર્ખાઇજ છે.

અને એને ખોટું ઉત્તેજન આપનાર જ પાપના અધીકારી છે. " એમ કહી તે મિંદડી ચૂપ રહી."

ઘોઘર સભામાં, ત્રાહ્ય–ત્રાહ્ય–વર્તી રહ્યો, મ્યાઉં–મ્યાઉં–મ્યાઉં–ના પોકારો થયા. પ્રમુખ સાહેબ બે મિનીટ ચુપ રહ્યા. એકદમ ત્હેમનો પિત્તો ઉખડી આવ્યો અને બોલ્યા.

ભાઇઓ અને બ્હેનો–આવતી કાલે ફક્ત એક કલાકજ આ ટાઇમે અત્રે હાજર થવું. લુચ્ચા હરામખોર ઘોન્ડીબાના ખોટા આડંબરથી હું વાકીફ થઇ ચુક્યો છું.

" એ વૈદ્ય પાઇઝ મેડલને લાયક નથી " એણે આપણા વંશનો નાશ કરેલો છે. એની શિક્ષાનો હુકમ આવતી કાલે બહાર પાડવામાં આવશે.

બિલ્લીપ્રસાદ ? કાલે ત્હમારે દફતર સહીત હાજર થવું, એમ કહી પ્રમુખ સાહેબે આસન છોડયું. બીજા સભ્યોએ પણ ટપોટપ પોતાની ખુરશીઓનો ત્યાગ કર્યો.

મ્યાઉં–મ્યાઉં–ભાષામાં ગુડનાઇટ–હુરેરેરે–હુરેરેરે–ના પોકારો થયા ને સભા બરખાસ્ત થઇ. "હવે બીજી વાત કાલે કહીશું."–

---

# બિલ્લી સભાનો ત્રીજો દિવસ.

ત્રિજા દીવસની મિટીંગ શરૂ થઇ, પ્રમુખ સાહેબે મુખ્ય આસન લીધું–અને બિલ્લીપ્રસાદને બોલાવ્યો, બિલ્લીપ્રસાદ ?

નામવર ! આ ગરીબ મીંદડો હાજર છે. " બિલ્લીપ્રસાદે હાજર થતાં પ્રમુખ સાહેબને દિનવાણીથી કહ્યું. "

તમારૂં દફતર લાવો–" પ્રમુખે હુકમ કર્યો. "

" બિલ્લીપ્રસાદ દફતર લાવ્યો. અને પ્રમુખ સાહેબ આગળ રજુ કરતાં બોલ્યો. "

" નામદારનો હુકમ ? "

લખો, પત્ર લખો. હું લખાવું તેમ, પ્રમુખે હુકમ કર્યો.

( બિલ્લીપ્રસાદે સભામાં ઘોંઘાટ કરતા બિલાડાઓને ચૂપ રહેવા કહ્યું. અને એક હોંશિયાર બિલાડાને દ્વારપર બેસવા હુકમ કર્યો, પ્રમુખ સાહેબ લખાવતા ગયા, તેમ બિલ્લીપ્રસાદ લખતો ગયો. એક વખત બિલ્લીપ્રસાદ બોલ્યો. ) " નામદાર, ધોધ્વર કુલોત્પન્ન પ્રમુખ સાહેબને 'ઘણીખમ્મા"–સાહેબનો હુકમ? પ્રમુખે– મ્યાઉંમાં) કહ્યું–લખો:

ધોધરકુળના દિપક–કુલ જામાતૃ–નરભૂક્ત–કેસરીસિંહરાજની સેવામાં— સ્થળ:–ભયાનકપુરી. અરણ્ય પ્રદેશમાં.

સમસ્ત–ધોધ્વરકુળ બિલાડાઓ–અને મિંદડીઓની આપરાજ વનરાજને ( હાથ નથી પણ ચારે પગે ) નમૃતાપૂર્વક મ્યાઉં ભાષાની સલામ સાથે અરજ એ છે જે–અમારા શહેરમાં " વૈદ્યરાજ ઘોન્ડીબાપંત " નામનો એક વૈદ્ય છે, એ " ઊંટવૈદ્ય " છે ઊંટ વિદ્યામાં એ પરિક્ષોત્તિર્ણ છે. પહેલાં તો એ વૈદ્ય ફક્ત ઊંટને દવા કરતો એમ કરતાં એણે અમારા એક બે ધોધ્વર બિલાડાઓને પણ સારા કર્યા.

પહેલાં એણે અમારા પર વિશ્વાસ મુકયો. પછી રફતે રફતે પોતાને એના અધ્યક્ષ ડૉકટરો તરફથી માન–ચાંદ મળે એ સબબથી ઘણા બિલાડાઓને એણે ઓપરેશન, રસાયણીક પ્રયોગ વિગેર કરવા માંડ્યા. એમાં સેંકડે ૭ ટકાજ સારા કરેલા છે. બાકીના અમારા ઘોઘરવંશનો નાશ કરેલો છે, મેં તો એને માન–ચાંદ આપવા ઘણી પક્ષ ખેંચી અને ત્રણ ત્રણ દિવસથી ડેરી કંપનીમાં મીટીંગ મલી છે. પણ કશો નિર્ણય થતો નથી. હું પણ તેને માન–ચાંદ ( પ્રાઇઝ મેડલ ) આપવા નારાજ છું. છેવટે એ શિક્ષાને લાયક છે એમ જણાયાથી આપને અરજ લખી છે. એજ અરજ તા–દહીં–માસ–દૂધ અને સને મલાઇ.

"ગવર્નમેન્ટ ડેરી" કંપનીનું. } આપ નામદારનો દાસાનુદાસ.
મલાઇ ખાતું. } બિલ્લીસભાનો પ્રમુખ.

એ પછી બિલ્લીપ્રસાદે તે અરજી એક મોટા પરબીડીયામાં બીડી પત્ર પોસ્ટમાં નાખવો એ ઘણું જોખમ હતું. કારણ બિલ્લી ભાષામાં કોઇ સ્હમજે નહી, અને એ પત્ર ઉપર માણસો છાપો ઉપર છાપ ઠોકર્યા કરે, પણ પત્તો લાગે જ નહી. તેથી નરભુકત–કેસરી સિંહરાજને હાથો હાથ પહોંચાડવા એક બિલાડાને તૈયાર કર્યો. તે રસ્તાનો અજાણ્યો હતો એટલે ત્હેણે બિલ્લીપ્રસાદને પૂછયું–કારકુન સાહેબ કયે રસ્તે થઇને જવું ?

બિલ્લીપ્રસાદે કહ્યું:–નદીની પેલીપાર ત્હારે જવાનું છે. પાણીમાં થઇને ત્હારાથી જઇ શકાશે નહીજ, માટે ત્હારે એમ કરવું કે,–સ્ટેશન ઉપર ચોરી છુપીથી ત્હારે જવું. પહેલાં રીફ્રેશમેન્ટ રૂમમાં જરા ખાઇ લેવું, કંપની સ્થપાઇ ત્યાર પહેલાંનીજ આપણા ઘોઘરવંશ માટે રીઝર્વડ પાસ થયેલો છે ટીકીટ માત્ર જે લોકો (પાળેલા બિલાડાઓ) માણસના સહવાસમાં વધારે હોય તેમના માટે છે, તને કોઇ પૂછશે

હી જ જોજે બ્હીતો નહી માણુસોના સહવાસમાં તો તને સારૂ ાગશે ગાડી આવશે એટલે તું મરી જાઉં એમ થશે, પણ જો હરા- મખ્ખોર પાછો આવ્યો તો પ્રમુખસાહેબ ફટકાવી કાઢશે.

પ્રમુખે-મ્યાઉં-મ્યાઉં-ભાષામાં હા-હા કહી.

ગાડી આવે કે ત્હારે છુપી રીતે પાસેલના ડબ્બામાં પેસી જવું અંદર દૂધ-મલાઇ ખુલ્લાં પડ્યાં હશે, તને ભત્થુ-બત્થુ કંઇ આપ- ામાં આવશે નહિ. તારે ત્યાં ખાઇ લેવું ગાડી ઉપડશે કે દસ મીની- ટમાં "આમલી" સ્ટેશન આવશે ત્યાં ઉતરી પડવું. એના સ્હામેના અરણ્યમાં કોઇ પણ આપણા ચોપગા (શિયાળ-લોકડી-વીગેરે) ભાઇને પૂછજે: કે ત્હને કોઇ પણ સિંહરાજનું દ્વાર બતાવશે જો જે. હરા- મખ્ખોર ત્યાં ગયા પછી સાહેબની આગળ વિવેક વાપરજે મ્યાઉંમાં હેલો સલામ બોલજે. પછી પત્ર તેમના દ્વાર (બોડ) માં સેરવી જે. તેઓ વાંચતા હોય એટલું જોઇનેજ અહીં નાશી આવજે. નહી તો માર ખાઇશ, વાત યાદ રહીને ? "બિલ્લીપ્રસાદે કહ્યું" હા-સાહેબ-તમારૂં કહેવું બધું મને યાદ છે " એમ કહી બિલાડો તૈયાર થયો " બિલ્લીપ્રસાદે પેલો લખોટો ( પત્ર ) એના હાથમાં (મોંઢામાં) આપ્યો કે એણે સ્ટેશન તરફ દોટ મુકી. સ્ટેશનમાં માણસની સખત ગરદી ઘોંઘાટ હતો. પણ શાન્ત પ્રકૃતિના બિલા- ડાથી અંદર જવાય તેમ ન્હોતું દરેક દરવાજે એક એક ટોપીવાળો (ટીકીટ કલેકટર) હાજર હતો.

ટીકટ-ટીકટ-ટીકટ એમ ઉચ્ચારો ઉપર ઉચાર ચાલતા હતા. પણ બિલાડાને તો તેણે ફોકટ જવા દીધો. અંદર ગયા પછી એણે એક વ્યકિત (બિલાડી) ને પૂછ્યું કે જેન્ટલમેન રીફ્રેશમેન્ટ હાઉસ કયાં ? તે બિલાડી એને તે હાઉસમાં લઇ

ગઇ ત્યાં ઘણા પહેલા અને બીજા વર્ગના ઉતારૂઓ ખાતા હતા. તેમાંથી તેને તાજુ તાજુ ખાણું મલ્યું. એટલામાં મેલ ભોં-ભોં કરતો આવ્યો. બિલાડો ચમક્યો અને ન્હાસવા જતો હતો કે એક સાહેબે તેને સોટી મારી એ બિલાડો સ્હમજ્યો કે બિલ્લીપ્રસાદે મને હુ બ્હીઉ છું માટે પાછો વાળ્યો, ચુપચુપ સ્હામે લગેજનો ડબો ઉઘાડો હતો તેમાં પેસી ગયો, પા કલાકમાં ગાડી ઉપડી જ્યારે "આમલી" સ્ટેશન આવ્યું ત્યારે તે બિલાડો બહાર કુદી પડયો તેને એક ગરીબ બકરો મલ્યો એને પૂછયું કે ભાઇશાબ-નરભૂક્ત કેસરીરાજ વ્યાઘ્રાચાર્યજીનો દરબાર કયો ? તે બકરો એકદમ ગુસ્સે થઇ ગયો, અને સમજ્યો કે આ "વ્યાઘ્ર" નો છુપો જાસુસ છે ને જો હુ તેને રસ્તો બતાવવા જાઉ તો તરત તે મ્હને મારી નંખાવે. એમ સમજી તેણે બે ત્રણ લાત અને માર્યા તે બિલાડાને માર્યાં કે બિલાડો વૈરની દ્રષ્ટિથી જોતો આગળ દોડી ગયો ત્હેને એક લુચ્ચુ શિયાળ મલ્યું ત્હેને પૂછયું ભૈશાબ વ્યાઘ્રાચાર્યજીનું ઘર કયું. તે લુચ્ચા શિયાળે કહ્યું કે મારી પાછળ પાછળ આવ ? તે બિલાડો તેની પાછળ પાછળ ગયો કે એ લુચ્ચા શિયાળે એક વરૂનુ ઘર બતાવ્યું જેવો વરુની દષ્ટિએ આ બિલાડો પડયો કે તેણે બિલાડા સ્હામે તલપ મારી પણ બિલાડો પેલો લખોટો (પત્ર) નાખી દઇ એકદમ ઝાડ ઉપર ચ્હડી ગયો. તે પત્ર પેલા શિયાળે ઝડપથી ઉપાડી લીધો "વ્યાઘ્રાચાર્યજી" નુ સરનામુ જોઇ વાંચતો વાંચતો તે શિયાળ નરભૂક્ત વનરાજને આપવા ગયો. બિલાડો ઝાડ પર બેઠો બધી હકીકત તપાસતો હતો. "વ્યાઘ્રાચાર્યજી" એક આસન પર બેશી પોતાની સ્ત્રી (વાઘણ) સહિત પત્ર વાંચતા હતા. અને તે જોઇને બિલાડો ઝાડ પરથી નિચે ઉતરી સ્ટેશન તરફ પાછો ફર્યો સ્ટેશન પર આવ્યો કે વિરમગામથી મુંબઇ જતી ટ્રેન તૈયાર હતી.

એકદમ તે બિલાડો પાર્સલનો ડબ્બો ખુલ્લો હતો તેમાં પેશી ગયો. દસ મીનીટમાં ટ્રેન અમદાવાદ આવી જ્યાં પોર્ટરોએ પાર્સલનો ડબ્બો ખોલ્યો કે તરત તે બિલાડાએ દોટ મુકી ને ડેરી કંપનીમાં હાજર થઇ ગયો. તેણે પોતાના એક જાત ભાઇને પૂછયું,

કારકુન ( બિલ્લીપ્રસાદ ) સાહેબ ઘેર છે કે ! મ્યાઉ ભાષામાં જવાબ મળ્યો—હા—તે બિલાડો કારકુન (બિલ્લીપસાદ) ને ઘેર ગયો અને તેમને મોટી કુર્નસ બજાવી પછી બે પગે ઉભો થઇ આગલા બે પગ (હાથ) જોડી વિનંતી કરવા લાગ્યો.

ખમ્માકરો મહેરબાન કારકુન સાહેબને ? બિલ્લીપ્રસાદે મ્યાઉમાં જવાબ વાળ્યો. હા, "હુ નામદારનો કાગળ મહારાજા વ્યાઘ્રાચાર્યજીને આપી આવ્યો. પણ—એક મુશીબત નડી, "

બિલ્લીપ્રસાદે મ્યાઉમાં પૂછયું—" શી મુશીબત નડી ? "

એક વરૂ મને ગળચીમાંથી પકડતો હતો, પણ હુ ( સેવક ) બચી ગયો.

ઠીક પણ તેં તે પત્ર હાથો હાથ આપ્યો ! "બિલ્લિપ્રસાદે કહ્યું"

ના—નામદાર તે પત્ર બીજી એક વ્યક્તિ આપી આવી " તે બિલાડાએ કહ્યું. " તો—જા ત્હને રજા છે. બિલ્લીપ્રસાદે હુકમ કર્યો." તે બિલાડો ગયો અને એ વાત પૂરી થઇ અહીં વૈદ્ય ધોન્ડીબા સ્હવારમાં વ્હેલો ઉઠયો. તેણે કમ્પાન્ડરને ઉંટ ઉપર પલાણ માંડવા સૂચના આપી પા કલાકમાં ઉંટને સામાન [ પલાણ ] થયો કે વૈદે ઊંટવાળાને સાથે આવવા કહ્યું પણ ઊંટ વાળો બોલ્યો;—ડાકટરશાબ ! મને કરતર થાય છે તે ઉઠાય તેમ નથી.

તે ઊંટ ઉપર ધોન્ડીબા પોતે જ ચ્હડી બેઠો ને કોઇની રાહ જોયા વગર તેણે એકદમ ઊંટ જંગલ તરફ દોડાવ્યું.

અહીં વ્યાઘ્રાચાર્યજીએ પત્ર વાંચ્યા પછી વૈદ્યને શિક્ષા કરવાનું પ્રોગ્રામ તૈયાર કરી રાખ્યું, ( નિશ્ચય કર્યો )

વ્યાઘ્રાચાર્યજીએ પોતાનાં બાળબચ્ચાંને ઊંઘમાં પડયાં રહેવા દઇ. જ્યાં વૈદ્ય દરરોજ વનસ્પતિ લેવા આવતો. તે રસ્તાપર એક છુપી ઝાડીમાં આસન લીધું.

વૈદ્ય ડકડક કરતો ઊંટને હાંકતો હાંકતો દરેક ઝાડ તપાસતો તપાસતો એજ શિક્ષાભવન ( ઝાડી )માં દાખલ થયો કે વ્યાઘ્રાચાર્ય-જીને ઊંટના માંસની સુગંધ આવી. દુરથી એમણે પહેલાં તો લાંબી ડોકવાળું ઊંટ જોયું, પછી કંઇક વૈદ્યનો ફેટો નજરે પડયો. લાલ લાલ વૈદ્યનું ગુલબદન શરીર જોઇ એકદમ તલપ મારવાનું તો થયું, પણ પત્રમાં લખેલું " મારી નાખવો નહિ " એ વચન યાદ આવ્યું. દ્રષ્ટિ સમીપ ઊંટ આવીને ઉભું રહ્યું, અને એક ઝાડનો પાલો ખાવા મંડયું. વૈદ તે ઝાડનાં ડાળી-પાંદડાં તપાસવા લાગ્યો કે, એકદમ ઊંટની ડોક ઉપર થપડો પર થપ્પડો પડવા માંડી. વૈદ્ય ગભરાઇ ગયો પણ શું કરે ? પાંચ દસ મિનીટમાં તો તે વાઘે ઊંટને ચીરી નાંખ્યું ને . વૈદ્ય બબ્બ દેતો ભોંય પર પડયો. તે નાસવા જતો હતો. .એટલામાં . પાછળથી ગરદન પર એક થપડ પડી. ને લોહી લુહાણ થઇ ગયો. પત્રમાં લખેલી " તેને મારી નાખતા નહી " એ હકીકત યાદ આવી અને વ્યાઘ્રાચાર્યજીનો ગુસ્સો નરમ પડયો સિંહ દ્વારમાં દાખલ થયા કે વાઘણે પૂછ્યુ. કયાં ગયા હતા ? વ્યાઘ્રાચાર્યજીએ જવાબ આપ્યો ગઇ કાલના પત્રનો ખુલાસો કરી આવ્યો.

બધુ સિંહમંડળ ખુશી થયું. અહીં કઠીયારા જંગલમાં લાકડાં લેવા આવ્યા હતા, તેમણે નાકશંકર કંપાન્ડરને વૈદ્યને પડેલા મારની વાત કરી. તરત બોગીકાર ( લાસગાડી ) દોડાવવામાં આવી અને વૈદ્યને તેમાં સુવાડી દવાખાનામાં લાવ્યા.

વ્યાઘ્રાચાર્યજીએ બિલ્લીમંડળને પત્ર લખ્યો.–

**ઘોઘર કુલોત્પન્ન પ્રમુખ–અને બીજા ભાઈઓ.**

મુ૦ ડેરી કંપની.

લી. શુભેચ્છક વ્યાઘ્રાચાર્ય–અને મીસ્સ વ્યાઘ્રાચાર્યના માંસ શુંમ્ વાંચજો જત આજ દીને સ્હવારના આઠ વાગતાં ત્હમારા મુજબજ વૈદ્યને શિક્ષા કરવામાં આવી એજ તારીખ ઊંટનાં –હાડકાં–લોચા.

લી. સુભેચ્છક.

વ્યાઘ્રાચાર્ય.

આ પત્ર એક શિયાળને ધમકાવીને આપવા મોકલ્યો. શિયા· ા શહેરમાં દાખલ થવાય એમ ન્હોતું એટલે તેણે એક કુતરાને ્યો. તે પત્ર કુતરાએ ડેરીની જાળીમાંથી બહાર રહી ફેંકી દીધો ી ચોથીવાર પ્રમુખે બિલ્લીસભા બોલાવી અને આ પત્ર વાંચ્યો. બિલાડા ખુશી થયા, અને મ્યાઉ ભાષામાં હુરેરેરેરેરે–હુરેરેરેરેરે ારેરેરેના પોકારો કરી સભા વિસર્જન થઇ. અહી વૈદ્યરાજ ઘોન્ડી ાંત–એક મહીને સારા થયા પણ એમની ગરદનમાં જીંદગીનો એક . રહી. એ પછી તેમનામાં દયા અને પરોપકાર બુદ્ધિ ઉત્પન્ન અને કોઇ પણ દરદીને ઓપરેશન [ વહાડ–કાપ ] સિવાય પો- જેટલું આવડે તેટલીજ કોશીષથી દવા કરવા લાગ્યા. બિલાડાં ર એમની " ઈશ્વરી ન્યાયે " દયા ઉત્પન્ન થઇ અને પૂર્ણ કાળ· ી સર્વ પ્રાણીઓને દવા કરવા લાગ્યા. બીજા અધ્યક્ષ ડૉકટરો ્થી એમને સારૂં માન મળ્યું. ( ઘડપણમાં તેઓ પેન્સન ૫ છે. ) ૐ. શાન્તિ—શાન્તિ—શાન્તિ.

**સમાપ્ત.**

